# ફુત્કાર



લેખક : ચુ. વ. શાહ

પ્રકાશક : ક. મ. દવે

# ફુત્કાર

[ ૭ નવલિકાઓ ]



લેખક

ચુનીલાલ વર્ધમાન શાહ

સારંગપુર, તળીયાની પોળ

અમદાવાદ



પ્રકાશક

કપિલપ્રસાદ મહાસુખભાઈ દવે

બાપાશાસ્ત્રીની પોળ, સાંકડી શેરી

અમદાવાદ



પ્રથમ આવૃત્તિ : પ્રત ૧૧૦૦

ઈ. સ. ૧૯૩૧ : વિ. સં. ૧૯૮૭

મુદ્રક : ચીમનલાલ ઇશ્વરલાલ મહેતા.

મુદ્રણસ્થાન : 'વસંતમુદ્રણાલય', ઘીકાંટારોડ, અમદાવાદ



મૂલ્ય ૪ આના.

# નિવેદન

"મુંબઇ સમાચાર" અને "બોમ્બે ક્રોનીકલ"ના અમદાવાદના એજંટ તરીકેના કામકાજને અંગે મને છાપાની દુનીયા સાથે વધુ નિકટના સંબંધમાં આવવાનો લાભ મળેલો છે. આવો વિશેષ પરિચય, વિશેષ અનુભવ અને વિશેષ ઉત્સાહ મનુષ્યની દૃષ્ટિ સમક્ષ નવી નવી કાર્યદિશાઓ ઉઘાડે છે.

"મુંબઇ સમાચાર"ના માલેક શ્રી. એન. એચ. બેલગામવાળા અને તંત્રી શ્રી. સોરાબજી કાપડીયાનો પરિચય એટલે ઉત્સાહનો પ્રવાહ અને સાહસનો ધોધ! મારાં ચાલુ કાર્યોને હું જો કાંઇ પણ અંશે ખીલવી શક્યો હોઉં તો તે તેમણે મારામાં દાખલ કરેલી ઉત્સાહની વીજળીનું અને તેમના સાહસના ધોધના તો માત્ર ઉડેલા છાંટા જ મેં ઝીલેલા તેનું પરિણામ છે. મારા માર્ગમાં આડી આવેલી અનેક અડચણોને પ્રસંગે તેમણે મને જે અજબ ધીરજ આપીને ઉત્સાહ પ્રેર્યો છે તેનું ઋણ તો વળાય ત્યારે ખરૂં.

અને પુસ્તકપ્રકાશનના આ નાના સાહસનો આરંભ પણ એ જ વિજળી અને એ જ ધોધના એક ફળરૂપ છે એમ શું કહી બતાવવાની જરૂર છે?

૧ : ૨ : ૩૧ — કપિલપ્રસાદ મહાસુખભાઈ દવે

ફુત્કાર આનંદનો હોય, ક્રોધનો હોય, દર્દનો હોય; મનુષ્યની જ નહિ પણ પશુ-ઓની પૃથક્ પૃથક્ વૃત્તિઓ પણ જ્યારે ઊર્મિના આવેશમાં આવે છે ત્યારે તેમાંથી ફુત્કાર સ્ફુરે છે. જ્યારે જ્યારે એવી ઊર્મિનો આવેગ અનુભવેલો, ત્યારે ત્યારે આમાંની પ્રત્યેક નવલિકા લખાએલી. ઊર્મિના એ આવેગની કથા લખું તો વળી થોડી વધુ નવલિકાઓ લખાય! કોઈ કોઇ વાર્તાનું બીજ ઈતર ભાષામાંથી મળેલું, વિકાસ માત્ર ઊર્મિએ કરેલો. જુદે જુદે વખતે લખેલી આ નવલિકાઓ જુદાં જુદાં ગુજરાતી સામયિકોમાં તે તે વખતે પ્રસિદ્ધ થએલીઃ અત્ર માત્ર તેનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

ચુ. વ. શાહ.

# આંબડ

## (૧)

ગુજરાતના રાજા કુમારપાળનું મરણ થયાને એક માસ વીતી ગયો હતો. કુમારપાળના મોટા ભાઈ મહીપાળનો પુત્ર અજયપાળ ગુજરાતનો રાજા પાટણમાં રાજ્ય કરી રહ્યો હતો.

મધ્ય રાત્રિનો સમય હતો. આશ્વિન માસ ચાલતો હોવાથી અને પુષ્કળ વરસાદ પડી ચૂક્યો હોવાથી શિયાળાના જેવી ટાઢ પડતી હતી. લોકો બારી-બારણાં વાસીને નિદ્રાધીન થયા હતા અને રાજાના ગુપ્તચરો ઘેરા લાલ રંગની કામળીઓ ઓઢી ફરતા કોઈ કોઈ વાર જોવામાં આવતા હતા. પાટણની મહેતાપોળનો પોળીઓ પોળ બંધ કરીને ક્યારનો સૂઈ ગયો હતો; એવામાં એક ગુપ્તચરે આવી પોળના બારણાની બહારની સાંકળ ખખડાવવા માંડી. પોળીઓ તુરત જાગી ઉઠયો અને બોલ્યો :

" એ કોણ સાંકળ ખખડાવે છે ? "

" પોળની બારી ઉઘાડ. " ગુપ્તચરે જવાબ આપ્યો.

" પણ અત્યારે કોણ છે ? "

" મહારાજા અજયપાળનો સંદેશવાહક. "

" હેં !! " કહેતો પોળીયો પથારીમાંથી ઉઠયો, પણ અજયપાળનું નામ સાંભળતાં જ તેના હાથપગ થરથર કંપવા લાગી ગયા હતા. કુમારપાળનું મરણ થયું, ત્યારથી પાટણના શ્રાવકો ઉપર અનેકવિધ સંકટો ગુજરવા લાગ્યાં

હતાં. અજયપાળ જૈન ધર્મનો દ્વેષી હતો અને કુમારપાળે જૈન ધર્મ અંગીકાર કરીને આખા ગુજરાતમાં જૈનોને બળવાન થવા દીધા હોવાથી અજયપાળની આંખોમાં એકેએક શ્રાવક ખૂંચી રહ્યો હતો. રાજ્યમાં જે જે જૈન અધિકારીઓ હતા તેમાંના મોટા ભાગના અધિકારીઓ કુમારપાળના મરણ સાથે જ પોતાની મેળે ખસી ગયા હતા, કેટલાક અજયપાળની કરડી આંખ જોઇને ખસવા લાગ્યા હતા, અને કેટલાક હજી ટકી રહ્યા હતા. તેઓમાંના કોઈ ઉપર અજયપાળની અપૂર્વ કૃપા ઉતરેલી દેખાતી હતી અને કોઇ ઉપર અજયપાળની કરડી નહિ તો નિરીક્ષક આંખ લાગી રહેલી હતી. રાજ્યનો અધિકાર છોડી જવા ઇચ્છનાર કોઈ શ્રાવકને અજયપાળ નમ્રતાપૂર્વક આગ્રહ કરીને અધિકાર ગ્રહણ કરી રાખવા પણ કહેતો હતો. આ બધાં કારણો ઉપરથી અજયપાળનું શ્રાવકો પ્રતિનું એકંદર વર્તન કેવું રહેશે તે કળી શકાતું નહિ, તોપણ તે ચુસ્ત શૈવ હતો અને જૈન ધર્મનો દ્વેષી હતો એટલે જૈનો તેનાથી થરથરતા જ રહેતા. ઉદા મહેતાના નામ ઉપરથી ઓળખાતી મહેતા-પોળમાં ઉદયન મંત્રીની હવેલી, તેના સેવકોનાં ઘર તથા બીજા શ્રાવકોનાં જ નિવાસસ્થાનો આવેલાં હતાં અને મહેતાપોળની મુલાકાતે અજયપાળના ગુપ્તચરને મધરાતે આવેલો જોતાં જ પોળીયો ગભરાઇ ગયો અને બરબડ્યો : “ઓ ભગવાન્! વળી કોના ઉપર ધાડ આવી ?”

પોળીયાએ પોળનાં બારણાં ઉઘાડ્યાં તો તેણે રાજાના ગુપ્તચર ઉપરાંત ચાર ભોઇએ ઉપાડેલી એક પાલખી જોઈ. પાલખીના પડદા પાડેલા હતા, એટલે અંદર કોણ હતું તે

તેના જોવામાં આવ્યું નહિ. બારણાં ઉઘડ્યાં એટલે પાલખી ઉંચકનારા ભોઇ અને ગુપ્તચર અંદર ચાલ્યા. ઉદા મહેતાની હવેલીની સામેના ચોકઠામાં ભોઇઓએ પાલખી ઉતારી અને ગુપ્તચરે હવેલીનાં બારણાં ઠોકી તે ઉઘડાવ્યાં. બારણાં ઉઘાડનાર સેવકને ગુપ્તચરે કહ્યું: "**આંબડ**ભાઇને જગાડ અને કહે કે **કપર્દી** મંત્રી તમને મળવા પધાર્યા છે."

મંત્રીનું નામ સાંભળતાં સેવકની આંખોમાં ભરાઇ રહેલી અર્ધી ઉંઘ ઉડી ગઈ, અને તે **આંબડ**ના શયનાગાર તરફ ચાલ્યો. **આંબડ** જાગતો જ બેઠો હતો અને પોતાની ગૃહિણી વિજ્જુલા સાથે કાંઇ વાદવિવાદ કરી રહ્યો હતો. સેવક આવ્યો એટલે તેમનો વિવાદ બંધ પડ્યો. સેવકે મંત્રી આવ્યાની ખબર કહી. **આંબડે** આશ્ચર્યથી પૂછ્યું: "**કપર્દી** મંત્રી પધાર્યા છે?"

"જી, હા."

"એમ?" **આંબડે** વિજ્જુલા સામે જોઈને કહ્યું: "કહો દેવી! મંત્રીના આગમનનું કારણ તમે શું ધારો છો?"

"હું તો **કપર્દી**નું નામ સાંભળીને જ તેને તિરસ્કારું છું. તેના જેવો વિદ્વાન, કવિબાંધવની પદવી ધરાવનારો અને મહારાજ કુમારપાળનો માનીતો મંત્રી આ ક્રૂર અને પાપી રાજાનો પણ મુખ્ય મંત્રી થઈને બેઠો છે અને અનેક પાપનાં કાર્યોમાં પણ રાજાની સાથે રહીને ભાગ લઇ રહ્યો છે, તો તે અહીં પણ કાંઇ દુષ્ટ કાર્ય નિમિત્તે જ આવ્યો હશે. એ દુષ્ટનો સંસર્ગ પણ આપણને ઇષ્ટ નથી."

**આંબડ** હસ્યો. તે બોલ્યોઃ "એ તો ખરું છે, પણ

અત્યારે ખાસ મળવા આવ્યો છે, તો તેને મળ્યા વિના કાંઈ ચાલશે ?"

"પાટણમાં રહેશો ત્યાંસુધી એવા અનેક દુષ્ટોના સંસર્ગમાં રહેવું પડશે. હું તો કહું છું કે પાપી રાજાની નગરીનો ત્યાગ કરવો જોઇએ, પણ તમે મારૂં ક્યાં માનો છો ?"

"જુઓ, પાછી તમે એ જ વાત કાઢી ? પાટણ મારી જન્મભૂમિ છે. જન્મભૂમિના સંકટના સમયમાં હું તેનો ત્યાગ કરી જઉં ? તે કેમ બને પ્રિયે ?"

"આપના પિતાજી—ઉદયન મંત્રીએ ક્યાં પોતાની જન્મભૂમિનો ત્યાગ નહોતો કર્યો ?" ઉદો મારવાડમાંથી આવીને પાટણમાં વસ્યો હતો, એ પ્રસંગ સંભારીને વિજ્જુલા બોલી.

"બરાબર કહ્યું; પણ પિતાજીએ પોતાની નિર્ધનાવસ્થાને કારણે જન્મભૂમિનો ત્યાગ કર્યો હતો; હું કાંઈ નિર્ધન નથી. દુષ્ટ જનોના સંસર્ગમાં રહેવા છતાં હું પવિત્ર રહું એટલું આત્મબળ મારામાં છે; હું નિર્બળ હોઉં તો દુષ્ટોથી ડરીને દૂર જઇ મારૂં અને તારૂં રક્ષણ કરૂં."

"દુષ્ટ રાજાની તલ્વારના બળ આગળ આત્મબળ શું કરે ?" વિજ્જુલાએ દલીલ કરી.

"હાં, હવે હું સમજ્યો. તને અજયપાળની તલ્વારની બ્હીક લાગે છે; અને તેથી જ તું મને પાટણ છોડી કોઈ બીજા દેશમાં જવાનું કહે છે. ઘેલી ! મારા પિતાની કીર્તિને બોળીને પણ સુખે જીવવું એવો જો મારો ઉદ્દેશ હોત, તો હું તેમ કરત; પરન્તુ એટલી અધમતા હજી મારામાં આવી

નથી. મને શ્રી વીતરાગદેવના કર્મવાદ ઉપર પૂર્ણ શ્રદ્ધા છે; મારાં સત્કર્મ કે દુષ્કર્મનાં ફળ હું હરકોઇ સ્થળે જઇશ તો-પણ તે મારે ભોગવવાં જ પડશે. ગુરૂદેવ હેમાચાર્યે શું એક વાર નહોતું કહ્યું કે મારૂં મૃત્યુ પાટણમાં જ થવાનું છે? પછી પાટણ છોડીને ગૌડ–બંગાલામાં જઉં, તોપણ મારૂં કર્મ મને પાટણમાં ખેંચી આણ્યા વિના કેમ રહેશે?"

સેવકે સંભારી આપ્યું: "મહારાજ, ત્યારે મંત્રીને અહીં જ બોલાવું કે?"

"અહો! અમે તો વાતે ચડયાં અને એ વાત વિસરી ગયાં! હા, જા, અહીં જ બોલાવ; હું સામો આવું છું." એમ કહી આંબડ સેવકની પાછળ પાછળ કપર્દી મંત્રીનો સત્કાર કરવાને ચાલ્યો. વિજ્જુલા ત્યાંથી ઉઠીને પાસેના ઓરડામાં જવા લાગી. આંબડે તેને જવા ન દેતાં કહ્યું: "એટલો સંકોચ શાને રાખે છે? તું તારે બેસ; મંત્રીની વાત સાંભળવા તારી ઇચ્છા ન હોય, તો વચ્ચે કાંઇ ન બોલીશ."

"વળી એ દુષ્ટનાં દર્શન મને શાને કરાવો છો? છોડો, મને જવા દો."

"નહિ, એટલા નિર્બળ બનવું એ મારી ગૃહરાજ્ઞીને ન શોભે. દુષ્ટનાં દર્શન અને સંસર્ગ છતાં પવિત્ર રહેવા જેટલું બળ ઉદયનની પુત્રવધૂમાં હોવું જ જોઇએ."

આંબડના આગ્રહથી વિજ્જુલા આસન ઉપર બેસી રહી અને આંબડ મંત્રીના સત્કારાર્થે ચાલ્યો.

( ૨ )

"પધારો, મંત્રીશ્વર! આ આસનપર બિરાજો." આંબડે કપર્દીનો પોતાના ઓરડામાં સત્કાર કરતાં કહ્યું.

કપર્દી ઓરડામાં પેઠો, પણ ત્યાં વિજ્જુલાને બેઠેલી જોતાં જ તે ખમચ્યો, આશ્ચર્ય પામ્યો, વિજ્જુલા તેના એ સંકોચને કળી ગઇ, છતાં તે પોતાના આસનપર નિશ્ચળ બેસી રહી. કપર્દીએ છેવટે આસન લીધું અને આંબડ તેની સામેના આસનપર બેઠો. ઓરડામાં શાંતિ વિસ્તરી. કેટલીક ક્ષણો સુધી એ શાંતિનો કોઇએ પણ ભંગ કર્યો નહિ. છેવટે આંબડે જ પૂછયું: "કહો, મંત્રીશ્વર ! આટલી મોડી રાત્રે અત્ર આપનું શા કારણવશાત્ આગમન થયું છે ?"

"આમ્રભટ ! મારે એક અગત્યની વાતચીત તમારી સાથે કરવાની છે, પણ તે માટે એકાન્ત જોઇએ." કપર્દીએ જણાવ્યું.

"અત્ર એકાન્ત જ છે." આંબડે કહ્યું.

કપર્દી મૌન રહ્યો. આંબડ સમજ્યો કે વિજ્જુલાના કારણથી કપર્દી વાત કરતાં અચકાય છે. તે બોલ્યો: "મારી વિજ્જુલાથી મારા જીવનનો કોઇ પણ પ્રસંગ હું ગુપ્ત રાખતો નથી, મંત્રીશ્વર !"

"તો ભલે. તેમની હાજરીમાં જ હું તમને કહીશ. જુઓ, આમ્રભટ ! અજયપાળ મહારાજ સ્વભાવના તીખા છે, પરન્તુ બધા શ્રાવકો પ્રત્યે તેમનો દ્વેષ છે એમ તમે સમજશો નહિ. તમે જાણતા હશો કે કોષાધ્યક્ષ હંસરાજને મહારાજે આગ્રહપૂર્વક એ પદવી આપી છે, નગરપાલ જીવનચંદ્રને બે સોનાનાં કડાં બક્ષીસ આપીને એ ઓદ્ધો નહિ છોડવા કહ્યું છે, બીજા કેટલાક જૈન ગ્રામપતિઓ

પોતાની પદવી છોડવા તૈયાર થયા હતા તેમને નહિ ગભરાવાનું કહી આશ્વાસન આપ્યું છે—"

**આંબડ** વચમાં બોલ્યો: "અને તમો પણ જૈન હોવા છતાં તમને મંત્રીશ્વરની પદવી આપી છે; તે સાથે તમને યાદ હશે કે **અજયપાળ** મહારાજે **પાટણ**નાં તમામ જિનાલયોનું વર્ષાશન બંધ કર્યું છે, દંડનાયક **રામચંદ્ર**ને મારી નાંખવાની આજ્ઞા કરી હતી, તેથી **રામચંદ્રે** પોતે જ જીભ કરડીને આત્મઘાત કર્યો છે—"

"હું **અજયપાળ** મહારાજના તીવ્ર સ્વભાવની ક્યાં ના કહું છું? પરન્તુ તેમનો જે કાંઈ સદ્ભાવ શ્રાવકો પ્રત્યે છે તેનો લાભ લઇને આપણે જો સમયવર્તી બનીએ તો જૈન ધર્મ અને શ્રાવકોને ગુજરાતમાં કેવળ હીન અવસ્થામાં પડતા બચાવી લઇ શકાય તેમ છે. જો તમે હા કહો તો એક વાર મહારાજની સાથે તમારો મેળાપ કરાવી આપું."

**કપર્દી**ની વાતચીત સાંભળીને મનમાં અકળાઇ રહેલી તથા ક્રોધાન્વીત થતી **વિજ્જુલા**થી હવે મૂગા રહી શકાયું નહિ. **આંબડ**ને બદલે તેણે જ જવાબ આપ્યો: "તેવી તસ્દી લેવાની કશી જરૂર નથી, મંત્રીશ્વર!"

**કપર્દી**એ **વિજ્જુલા**ની સામે જોયું. તે કાંઇક આશ્ચર્ય પામ્યો. **આંબડે** બીજો કશો ઉત્તર ન આપ્યો, તે ઉપરથી **કપર્દી** સમજ્યો કે **વિજ્જુલા**નો ઉત્તર જ **આંબડે** માન્ય રાખ્યો છે. **કપર્દી** બોલ્યો: "**આમ્રભટ**! રાજ્યાશ્રયથી જ જૈન ધર્મની અને જૈનોની ઉન્નતિ ભૂતકાળમાં થયેલી છે તે તમે જાણો છો. ચોથા આરામાં પણ ક્ષત્રિયો જૈનધર્મી બન્યા હતા તો તેથી જૈન ધર્મનો દિગ્વિજય થયો તે તમે

સમજો છો. હેમાચાર્ય પ્રભુએ કુમારપાળ જેવા રાજાનો આશ્રય મેળવ્યો તો આખા ગુર્જ્જર દેશમાં તેમણે ‘અમારિ ઘોષણા’ કરાવી અને લાખ્ખો જીવોને અભયદાન અપાવ્યું તથા મહત્ પુણ્ય ઉપાર્જન કર્યું. અજયપાળ મહારાજ જૈન ધર્મ પ્રત્યે તેટલી સહાનુભૂતિ ધરાવતા નથી, છતાં આપણા જેવી જૈન વ્યક્તિઓ પ્રત્યે પણ તેમનો જો સદ્ભાવ હોય તો એ સદ્ભાવદ્વારા આપણે અર્થ સાધવાનું ભૂલવું જોઇતું નથી. તમારા પ્રત્યે મહારાજનો અસદ્ભાવ નથી, અને જો તમે મારી સાથે સહકાર કરવા ઇચ્છતા હો તો હું તમને દંડનાયકની પદવી આપવા હવે તૈયાર થયો છું.”

“નહિ, મંત્રીશ્વર! દંડનાયકની પદવી લઇને પણ પાપનાં જ કામો કરવાનાં છે, મહારાજની આજ્ઞા પ્રમાણે જ ન્યાય તોળવા છે, પ્રમાણિકપણાને તિલાંજલિ આપવાની છે, તો એ પદવીનો ઉપયોગ શો ?”

“અધિકાર બડી ચીજ છે, આમ્રભટ ! એક ખોટું કામ કરવું પડે, તો અનેક સત્કર્મો પણ કરીને જૈનોને હીનતામાં દબાતા બચાવી લઈ શકાય; માટે જ મારો આગ્રહ છે કે–”

“મંત્રીશ્વર !” વિજળુલા વચમાં બોલી: “દુષ્ટ રાજાની આજ્ઞામાં રહીને સત્કર્મોની આશા તમે શું રાખી શકો છો ? હું પૂછું છું કે તમે કયાં સત્કર્મો કર્યા ? અને તમારાં દુષ્કર્મો તમારે જો સાંભળવાં હોય તો કહી બતાવું.”

“દેવિ !” આંબડ બોલ્યો: “આકળાં ન થાઓ; મંત્રીશ્વર ! મારે દંડનાયક થવું નથી, પણ હું તમને સલાહ આપું છું કે જૈન જેવા અહિંસામય ધર્મના દ્વેષી રાજાનું

મંત્રીપદ તમે જ છોડી દો; દુષ્ટનો સંપર્ક દુષ્ટતામાં જ પરિણમે છે; એ દુષ્ટતા તમારી પાસે સેંકડો દુષ્કર્મ કરાવશે, પણ એકાદ સત્કર્મ કરવા જતાં તમારો અધિકાર અને તમે પોતે ભયમાં આવી પડશો !"

કપર્દી હસ્યો અને બોલ્યો: "ભયની કલ્પના કેવળ નકામી છે. દંડનાયક જેવો ઉચ્ચ અધિકાર—"

"सुज्ञेष्वलम्. એ અધિકારની વાત હવે મને કહેશો જ નહિ. એ લાલચ મારે માટે નકામી છે. મારા શબ્દોથી તમને ખોટું તો લાગશે પણ મને લાગે છે કે તમે નકટાની જમાત વધારવાનો જ ઉદ્યોગ આરંભ્યો જણાય છે. તમે આ પદ સ્વીકારી રહ્યા છો તેથી તમારા અપવાદ ગવાય છે અને હવે તમે મને તમારી સાથે લઇ અપવાદ તથા પાપનો ભાગીદાર બનાવવા આવ્યા છો, તે તમારા જેવા વિદ્વાનની બુદ્ધિની ક્ષુદ્રતા માત્ર છે. પણ મંત્રીશ્વર ! તમને વિનતિ કરૂં છું કે તમે જ આ અધિકાર છોડો, નહિ તો એ કપટપટુ અજયપાળ વહેલો મોડો તમારો જ ઘાણ કાઢવા તત્પર થશે."

વિજ્જુલા બોલી: "અનેક કાર્યોમાં જૈન ધર્મ પ્રતિનો દ્વેષ પ્રકટ કરનાર એકાદ કાર્ય જૈનો પરના પ્રેમનું કરે છે, એમાં જ કાપટચ રહેલું છે, મંત્રીશ્વર ! તમારે જ રાજાનાં આવાં કાર્યોથી ચેતીને—"

કપર્દીને આંબડ અને વિજ્જુલાના શબ્દો ગમ્યા નહિ. તે સત્વર ઉઠયો અને બોલ્યો : "ભલે, જેવી તમારી મરજી. હું રજા લઉં છું."

વિજ્જુલા બોલી: "ભલે, બીજા કોઇ સારા કામે જરૂર અમારૂં આંગણું પાવન કરજો."

કપર્દીના હૃદયમાં એ શબ્દો ચોંટી ગયા. તે સમજ્યો કે પોતે જે કામે આવ્યો હતો તે કામને વિજ્જુલાએ દુષ્ટ કહ્યું. તે મનમાં શરમાયો, પણ અધિકારના અભિમાને તેનામાં **આંબડ** તથા વિજ્જુલા પ્રતિ તિરસ્કાર ઉત્પન્ન કર્યો.

( ૩ )

પ્રભાત થતાં જ **અજયપાળે** કપર્દી મંત્રીને પોતાની પાસે બોલાવ્યો. તેના ચહેરાપરથી જ કપર્દી સમજી ગયો કે મહારાજ કાંઇક ગુસ્સે થયા છે. કપર્દી આવ્યો અને **અજયપાળને** વંદન કરીને બેઠો કે તુરત **અજયપાળ** બોલ્યો: " કપર્દી ! તમે કોણ છો, તે તમે જાણો છો ? "

" હા મહારાજ ! હું ગુર્જરેશ્વર **અજયપાળનો** મંત્રી છું. "

" હા, તમે મારા મંત્રી છો, પણ સ્વયં ગુર્જરેશ્વર નથી. તમે ઉદાના છોકરા **આંબડને** દંડનાયકનું પદ આપવા તેને ઘેર રાત્રે ગયા હતા ? "

" હા, મહારાજ. "

" એટલે હવે તમે ગુર્જરેશ્વરની બરાબરી કરવા માંડી ! *કાકાના રાજ્યમાં તમે એમ કરીને ફાવ્યા હશો, પણ મારા રાજત્વમાં હું એવું ચલાવી લઇશ નહિ. "

" મહારાજ— "

" મારે કશું સાંભળવું નથી. તમારો ઇરાદો મારી

---

* કુમારપાળ.

સામે બંડ ઉઠાવવાનો છે અને તેથી **આંબડ** જેવાને તમારા સાથે લેવાનો તમારો ઈરાદો મારી જાણ બહાર નથી. તમારા જેવા રાજદ્રોહીને દેહાંતદંડ જ ઘટે."

"પ્રભુ ! મારો હેતુ એવો નહોતો. **આંબડ**ને દંડનાયક બનાવવાથી **પાટણ**ના જૈનોમાં પ્રકટેલો અસંતોષ શાન્ત પડત—"

"જૂઠી વાત. **પાટણ**ના જૈનોનો અસંતોષ શાન્ત પાડવાની તાકાત મારા બાહુમાં છે ! સેનાપતિ—"

સેનાપતિ બાજુએ જ બેઠો હતો, તે બોલ્યો: "શી આજ્ઞા છે, મહારાજ ?"

"**કપર્દી**ને ઉકળતા તેલની કડાઇમાં નાંખીને મારી નાંખો. રાજદ્રોહના અંગારાને રાખમાં દબાએલો જ હોલવી નાંખવો જોઈએ."

કપર્દીની આંખોમાંથી દડદડ અશ્રુધારા વહી નીકળી. પોતાના મૃત્યુ માટે તેને શોક થતો નહોતો પરંતુ **આંબડ** અને **વિજ્જુલા**ના શબ્દો અત્યારે તેને સાંભરતા હતા, તથા તેથી તેને પસ્તાવો થતો હતો. અધિકાર ઉપર રહીને પોતાને અનેક સત્કર્મો કરવાનો યોગ મળે તે પૂર્વે તેણે અનેક દુષ્કર્મો કર્યા હતાં અને તેથી તેનું અંતર અત્યારે ભડભડ બળી રહ્યું હતું. સેનાપતિએ તેના હાથ બાંધ્યા અને તેને લઇ જવા માંડયો એટલે તે બોલ્યો:

* "**આંબા** ! તુજને ધન્ય, અખૂટ અમીભર્યું ઝરણ,
† **કોડી** કીંમતનો જન, દેખે પણ ચાખે નહિ !

ઝબકી ઝબકી ×**વિજ્જુ**, વન અજવાળ્યાં આંધળાં,
(પણ) નિરખ્યા નાગને રજ્જુ, માની મૂર્ખ માથે ધરે !"

*** આંબડ † કોડી એટલે કપર્દી. × વિજ્જુ=**વિદ્યુત્=વિજળી
=**વિજ્જુલા.**

અજયપાળ બોલ્યો: " આંબાના અમીઝરણોને પણ હું ભૂલવાનો નથી. કપર્દી ! એક વાર તારી ખબર લેવાઇ રહેવા દે."

તુરત જ કપર્દીને ત્યાંથી લઇ જવામાં આવ્યો.

( ૪ )

મધ્યાહ્ન થઇ ગયો. કપર્દીની સ્થિતિના ખબર આંબડ અને વિજ્જુલા ક્યારનાં જાણી ચૂક્યાં હતાં. અત્યારે એ દંપતી પોતાના વિચારભવનમા એક બીજાની સામે જોતાં ત્રુટક–ત્રુટક વાર્તાલાપ કરતાં બેઠાં હતાં. થોડી વાર મૌન જાળવીને વિજ્જુલા બોલી: " અજયપાળ દ્વેષીલો અને દુષ્ટ છે. કપર્દીના બૂરા હાલ થવાના જ હતા, પણ આટલા વહેલા થશે એવું હું માનતી નહોતી. તે બોળો વિદ્વાન્ તમને અધિકાર આપી રાજ્યનું અને તે સાથે જૈનોનું ભલું કરવા ઇચ્છતો હતો, તેનું કાર્ય અજયપાળને અવળું પડ્યુ ! "

" દેવિ ! તમે પણ ભોળાં છે. કપર્દીને ખરાબ કરવાનું એ તો માત્ર બ્હાનું હતું; વસ્તુત: અજયપાળને જે કાંઇ કરવું હતું તે તેણે કર્યું છે. આ નહિ તો થોડા દિવસમાં કાંઇ બીજું કારણ–બ્હાનું શોધીને પણ તે કપર્દીને ઠાર કર્યા વિના રહેત નહિ. પણ દેવિ ! હવે આપણી પરીક્ષાનો વખત આવી પહોંચ્યો છે."

" આપણને શું છે ? આપણે રાજ્યનો કે રાજાનો શો અપરાધ કર્યો છે ? " વિજ્જુલાએ ભયચકિત આશ્ચર્ય વ્યક્ત કરતા કહ્યું.

" કુમારપાળ મહારાજના માનીતા જૈન મંત્રી ઉદયનનો હું પુત્ર છું, એ અપરાધ થોડો છે ?"

"એ જ અપરાધ ?"

"વિશેષ અપરાધ કપર્દી આપણી પાસે આવ્યો હતો તે. એથી વિશેષ અપરાધ કપર્દીએ છેવટની વખતે પસ્તાવો કર્યો અને મારી શિખામણ માની નહિ એવા શબ્દો અજયપાળની સમક્ષ ઉચ્ચાર્યાં તે."

"ઓ ભગવાન્! એ અપરાધ છે એમ કોણ કહે છે? એ અપરાધ લેખનાર છે કોણ?"

"અજયપાળ પોતે."

"તમને એવું કોણે કહ્યું ?"

આંબડ વિજ્જુલાના એ પ્રશ્નનો ઉત્તર આપે તે પહેલાં તેજસિંહ તેની સમક્ષ આવીને ઊભો રહ્યો અને બોલ્યો: "શેઠજી! બધી તૈયારી છે. પોળમાંના બધાય સામગ્રી સાથે તૈયાર થયા છે."

"શેની તૈયારી છે ?" વિજ્જુલાએ પૂછ્યું: "પ્રભુજીની પૂજા ભણાવવાની સામગ્રી—"

આંબડ હસ્યો અને બોલ્યો: "દેવિ! આજે આપણી પોળના બધા શ્રાવકો અને તમારો પતિ પ્રભુના દરબારમાં જવાની તૈયારી કરી રહ્યા છે: કહો, તમારી શી ઇચ્છા છે?"

"હું પણ મારા પતિની સાથે જ જઇશ; પણ આ બધું શું છે તે મને સમજાવશો ?"

"જ્યારથી કપર્દીએ પસ્તાવો કરનારા શબ્દો ઉચ્ચાર્યાં છે, ત્યારથી અજયપાળની આંખ ફરી છે. રામચંદ્ર ગયો, કપર્દીને માર્યો, હવે મારો વારો આવ્યો છે. આજે જરૂર મને પકડવાને રાજાનાં માણસો આવશે. હું મારાં માણસો તૈયાર કરી રહ્યો છું. પાંચસો જુવાનીયા મારી પાછળ તૈયાર

છે. હું રાજાની સાથે લડીને મરીશ. કપર્દીની પેઠે પસ્તાવાનાં આંસુ સાથે નહિ મરૂં !"

"ધન્ય છે નાથ ! તમારી સાથે આવવા હું પણ તૈયાર છું. હેમાચાર્ય પ્રભુએ કુમારપાળ મહારાજાને અમારિ ઘોષણા કરવાનો ઉપદેશ કર્યો, પણ આજે તમે બતાવી આપો કે સ્વદેશ, સ્વધર્મ, સ્વાત્મા અને સ્વજનોને દુષ્ટોના હલ્લામાંથી રક્ષવા માટે હિંસા, યુદ્ધ અને આત્મબલિદાન એ જૈનોને માટે પણ આવશ્યક છે."

"દેવિ! એકાંત હિંસાત્યાગ કે યુદ્ધત્યાગનો ઉપદેશ આચાર્ય મહારાજે કર્યો જ નથી. તમે જાણો છો કે ચેડા* રાજા જેવો ધર્મશીલ પુરૂષ પોતાનાં વ્રતોને અડગ રીતે જાળવતો, છતાં યુદ્ધ કરી શત્રુઓનાં માથાં કાપતો. સ્વધર્મની ફરજને ખાતર હિંસા કરતાં–યુદ્ધ કરતાં હું ડરતો નથી, એવો પાપભીરૂ હું થઇશ નહિ."

એટલામાં પોળાયો દોડતો આવ્યો. તેણે ખબર આપ્યા કે પોળની બહાર રાજા તરફના સો યોદ્ધાઓ આંબડને પકડીને લઇ જવા આવ્યા છે. આંબડ ઉતાવળે શસ્ત્રો સજવા લાગ્યો. વિજળુલા દોડીને તેનું બખ્તર લઈ આવી અને તે પહેરવામાં સ્વામીને મદદ કરવા લાગી. તે શસ્ત્રાસ્ત્ર

* જૈન શાસ્ત્રોમાં એક વૃત્તાંત છે કે ચેડા નામનો જૈન ક્ષત્રિય રાજા અત્યંત ધર્મશીલ હતો. પોતાનાં તીર પર સૂક્ષ્મ નિર્દોષ જંતુઓ ચડેલાં હોય તો તેને તે યતનાપૂર્વક ખંખેરી નાંખતો અને પછી તીર છોડી શત્રુને સંહારતો, સાંજે યુદ્ધ બંધ કરી દિવસે કરેલાં-કરવા પડેલાં પાપોનું પ્રતિક્રમણ કરતો–વિનયપૂર્વક ક્ષમાપના માંગતો.

સજીને તૈયાર થયો અને વિજ્જુલા પણ તેની સાથે ગૃહની બહાર નીકળી. તુરત જ આખી પોળમાંથી સૌ શસ્ત્રાસ્ત્રો સમેત બહાર નીકળ્યા. પોળનું ચોકઠું જૈન સૈનિકોથી ભરાઈ ગયું. મોખરે આંબડ અને વિજ્જુલા ચાલવા લાગ્યાં અને તેમની પાછળ તેમનાં માણસો પોળની બહાર ધસારો લઇ ગયાં. અજયપાળનાં માણસો એકી સાથે સંખ્યાબંધ લડવૈયાઓને સામા પક્ષમાં જોઇ ગભરાયા, પણ તેઓ છટકે તે પહેલાં પોળની બહાર મહોલ્લામાં જ બન્ને પક્ષો વચ્ચે યુદ્ધ મચ્યું.

રાજાનો પક્ષ નાનો હોવાથી થોડી વારમાં જ સાફ થઇ ગયો. પ્રકટ વૈર કરીને સુખે રહેવાનું આંબડને અશક્ય લાગ્યું હતું, એટલે તે પોતાનાં માણસો સાથે રાજમહેલપર ધસારો લઇ ગયો. આંબડના બળવાની ખબર અજયપાળને મળી હતી, એટલે તે લશ્કરની તૈયારી કરવા લાગ્યો હતો, પરન્તુ તૈયારી પૂર્ણ થયા પહેલાં આંબડ આવી પહોંચશે એવા ભયથી રાજમહાલયનાં દ્વાર તેણે બંધ કર્યાં હતાં. આંબડ ઉતાવળે આવી પહોંચ્યો અને દ્વાર બંધ જોઇને તેણે તે તોડવા માંડ્યાં.

એકાએક ત્રીજા માળની અટારીએ અજયપાળ આવીને ઊભો અને ત્યાંથી બોલ્યો : " આંબડ ! ખરે, તને તારૂં મોત જ મારી પાસે અત્યારે ખેંચી લાવ્યું છેઃ પણ સાંભળ, જો તું અત્યારે તારો શિરપેચ ઉતારી મને નમન કરીને ચાલ્યો જાય, તો હું તને ક્ષમા આપીશ."

આંબડ બોલ્યોઃ " અરે અજયપાળ ! એક વીતરાગ દેવ, બીજા ગુરૂ હેમચંદ્રાચાર્ય અને ત્રીજા મહારાજ

કુમારપાળ એ ત્રણ સિવાય અન્ય કોઇને આ મસ્તક નમ્યું નથી અને નમશે નહિ."

**આંબડનાં** માણસોએ થોડી વારમાં રાજમહાલયનો દરવાજો તોડી નાંખ્યો પરન્તુ તેટલા વખતમાં **અજયપાળ** બધી તૈયારી કરી ચૂકયો હતો. બન્ને પક્ષો વચ્ચે ગંભીર યુદ્ધ મચ્યું. **આંબડ** પોતાનાં બધાં માણસો સાથે મરાયો. વિજજુલા તો **આંબડ** પરના પ્રહારો પોતાના દેહપર ઝીલી ઝીલીને તેની પહેલાં મરાઇ હતી. એ રીતે જૈન મંત્રી ઉદયનનો પુત્ર અને તેની પત્ની **અજયપાળની** ક્રૂરતાનો ભોગ થઇ પડયાં અને તેની સાથે સંખ્યાબંધ જૈનોએ પણ પોતાની આહુતિ આપી. ઇતિહાસ તેનો સાક્ષી છેઃ

वरं भट्टैर्भाव्यं वरमपि च खिन्नैर्धनकृते।
वरं वेश्याचार्यैर्वरमपि महाकूटनिपुणैः ॥
दिवं याते दैवादुदयनसुते दानजलधौ।
न विद्वद्भिर्भाव्यं कथमपि बुधैर्भूमिवलये ॥

અર્થાત—આ ભૂમિમાં ભટ્ટ થઇને ભીક્ષા માંગવી સારી છે, ધનને માટે કુકર્મી થવું ઉત્તમ છે, દ્રવ્યપ્રાપ્તિ માટે વેશ્યાના આચાર્ય થવું એ સારૂં છે, તેમ જ કૂડાં કર્મો કરવામાં નિપુણ બનીને નિર્વાહ કરવો એ ઉત્તમ છે; પણ ઉદયનનો પુત્ર, જે દાનરૂપી સમુદ્ર જેવો, સ્વર્ગે ગયાથી બુદ્ધિશાળીએ વિદ્વાન્ થવામાં કાંઇ સાર નથી, કારણકે વિદ્વત્તાની કદર કરનાર એના જેવો હવે કોઇ રહ્યો નથી.

# એમાં પાપ શાનું?

## (૧)

વિદ્યાશંકર ખડખડ હસતો હાથમાં એક ચોપાનીયું લઇને બારીએ આવ્યો અને ચોકની સામી બાજુએ આવેલા ખંડમાં બેસીને પુસ્તક વાંચતા પોતાના સહાધ્યાયીને સંબોધીને બોલ્યો : " અરે **નાનુભાઈ**! અહીં આવો, એક ગમ્મતની વાત વંચાવું. "

**નાનાલાલ** ઉઠીને બારીએ આવ્યો અને ચોકની સામી બારીએ ઊભેલા **વિદ્યાશંકર**ને પૂછવા લાગ્યો : " શું છે? જે હોય તે ત્યાં ઊભા રહીને વાંચોને. એટલે હું સાંભળીશ. "

" નહિ, નહિ, અહીં આવો. આ ચોપાનીયામાં એક વિચિત્ર ન્યાયની હસવા જેવી વાત છે તે વાંચવા જેવી છે. " **વિદ્યાશંકરે** હસતાં હસતાં જ કહ્યું.

**વિદ્યાશંકર**ના આગ્રહથી **નાનાલાલ** **વિદ્યાશંકર**ના અભ્યાસના ખંડમાં આવ્યો. ત્યાં આવવા માટે તેને ત્રીજા માળેથી બીજા માળે ઉતરવું પડ્યું અને પુનઃ ત્રીજે માળ ચડવું પડ્યું. **વિદ્યાશંકર** અને **નાનાલાલ**ના અભ્યાસના ખંડો ત્રીજે માળે સામ-સામા હતા. માત્ર એક ચોક જ વચ્ચે હતો, એક બાજુએ નાની અગાસી હતી, પરન્તુ અગાસીમાં આવવા માટે બેઉ ખંડમાં બારણાં મૂકેલાં નહિ હોવાથી બીજે માળે ઉતરીને અને પછી ત્રીજે માળે ચડીને એક બીજાના ખંડમાં આવજા કરી શકાતી.

નાનાલાલ આવ્યો એટલે તુરત વિદ્યાશંકરે ચોપાનીયાનું પાનું ઉઘાડીને તેના હાથમાં મૂકતાં કહ્યું: "આ ન્યાયનો નમૂનો વાંચો."

નાનાલાલે વાંચવા માંડ્યું.

"એક દિવસ મહારાજા સવાઈ જયસિંહ પોતાના મહેલની ઉંચી અટારી પર ચ્હડીને આસપાસ નજર કરી રહ્યા હતા, એટલામાં તેમની નજર કોઈ એક ઘરના ચોકમાં ઊભેલી નગ્ન સ્ત્રી ઉપર પડી. તુરત જ મહારાજાએ નજર ફેરવી નાંખી અને પોતે નીચે ઉતરી ગયા. તેમણે સત્વર ધર્મશાસ્ત્રીઓને બોલાવ્યા અને તેમને પૂછ્યું કે 'પિતા જો કદિ જાણી–બુઝીને પોતાની પુત્રીને નગ્ન સ્થિતિમાં જુએ, તો તેને કેવી સજા મળવી જોઇએ?' ધર્મશાસ્ત્રીઓએ કહ્યું કે 'એવા માણસ પાસેથી રાજાએ તેની શક્તિ પ્રમાણે જામીનગીરીની રકમ લેવી જોઇએ કે જેથી તે ફરીથી એવું પાપ કરે નહિ.' મહારાજાએ તુરત જ પોતાના દિવાનને બોલાવ્યો અને પોતાના ખાનગી ખર્ચની રકમમાંથી ૫૦૦૦ રૂપિયા તેને સોંપીને કહ્યું કે 'એ રકમને મારા તરફની જામીનગીરી તરીકે રાજ્યમાં જમા કરી દો.' આ સાંભળીને લોકો આશ્ચર્ય પામ્યા અને તેમણે એમ કરવાનું કારણ પૂછ્યું. જવાબમાં મહારાજાએ બનેલો બનાવ કહી સંભળાવ્યો. ધર્મશાસ્ત્રીઓએ કહ્યું: 'મહારાજ! એમ તો અકસ્માત્ બની જવાનો સંભવ છે. આપે એ નગ્ન સ્ત્રીને જાણીબુઝીને જોઈ ન હતી, તેથી આપને આવી શિક્ષા થવી ઘટે નહિ.' મહારાજાએ કહ્યું: 'એ વાંક મેં જાણીબુઝીને કર્યો છે એમ હું એટલા માટે કહું છું કે જ્યારે હું જાણું છું કે મારો

મહેલ આખા શહેરનાં મકાનોમાં સર્વથી ઉંચો છે, ત્યારે મારે મારી ઉંચી અટારી પર જવું ન જોઇએ, કારણકે મારી નજર કોઈની સ્નાન કરતી નગ્ન વહુ-દીકરી પર પડવાનો સંભવ હોય એવું મારે સમજવું જોઇએ. જો હું મારા પોતાના સંબંધમાં ન્યાયી બનું નહિ, તો બીજાઓને હું કેવી રીતે ઈન્સાફ આપી શકું અને હું મારા પુત્રો તથા નોકરો તરફથી તેઓ ન્યાયી બનવાની આશા પણ કેવી રીતે રાખી શકું ?"

એ ન્યાયનો કિસ્સો વાંચી રહ્યા પછી નાનાલાલે પૂછ્યું: "વારૂ, આમાં વિચિત્રતા શી છે ?"

વિદ્યાશંકરે હસતાં જ પૂછ્યું: "શું આમાં વિચિત્રતા નથી ? હું ધારૂં છું કે આ રાજા સવાઇ જયસિંહ કોઈ અક્કલનો ખાં હોવો જોઇએ ! આમાં એ રાજાએ પાપ શું કર્યું કે જેથી પોતે પોતાની મેળે દંડિત થયો ?"

નાનાલાલે કહ્યું: "કેમ પાપ નહિ ? શું પરાઇ વહુ-દીકરીને નગ્ન જોવી એ પાપ નહિ ? સવાઈ જયસિંહે જાણીબૂઝીને એ પાપ નહોતું કર્યું, પરન્તુ પોતાની સમજમાં તે તેને પાપ લાગ્યું તે સમજ કાંઇ ભૂલભરેલી નહોતી. લોકોના ઘરમાં નજર નાંખવી અને તેમનો ગુપ્ત વ્યવહાર જોવો, એ જો પાપ છે, તો પછી ઉંચામાં ઉંચી અટારી પર ચડવાથી લોકોનો ગુપ્ત વ્યવહાર દેખાઇ જશે, એમ ન સમજવું તે પણ અજ્ઞાનવશતઃ થએલું પાપ જ લેખાય, એ બરાબર છે."

"વાહરે વાહ !" વિદ્યાશંકર નાનાલાલની મશ્કરી કરતો બોલ્યો: "તમે તો સવાઈ જયસિંહના નાના ભાઈ

નીકળ્યા! વારૂ, હું પૂછું છું કે એ રાજાએ એ નગ્ન સ્ત્રીને જોઈ, તેથી એ સ્ત્રીને શી હાનિ થઈ?"

"કાંઈ જ નહિ." **નાનાલાલે** જવાબ આપ્યો.

"તો પછી એમાં પાપ શાનું? પાપ તો તેનું નામ કે જેથી પાપ કરનારને પોતાને કિંવા કોઈ બીજાને કાંઈ હાનિ થાય, કિંવા હાનિ થવાનો સંભવ હોય. હું તમારી કાંઈ વસ્તુ ચોરી લઉં, તેથી તમને હાનિ થાય, તેથી મેં પાપ કર્યું કહેવાય. પણ મારા જે કાર્યથી મને, તમને કે ઈતર કોઈને હાનિ ન થાય તેમાં વળી પાપ શાનું?"

પાપની આ વ્યાખ્યા સાંભળીને **નાનાલાલ** વિચારમાં પડી ગયો. થોડી વારે તે બોલ્યો: "હું તમારા જેવો ફીલસુફ નથી એટલે તમારી સાથે કાંઈ દલીલ કરી શકતો નથી, પણ મને તો હજી પણ લાગે છે કે તમારી એ વ્યાખ્યા સાચી નથી. આપણા કોઈ કાર્યથી કોઈને કાંઈ નુકસાન થાય કે ન થાય, પણ પાપ તે તો પાપ જ છે, અને એ પાપ કરતી વેળાએ અંતરાત્મા આપણને પોતાને દંશ દીધા વિના રહેતો નથી."

એમ કહેતો **નાનાલાલ** પાછો પોતાના અભ્યાસખંડ તરફ ચાલ્યો ગયો અને **વિદ્યાશંકર** **નાનાલાલની** સમજ તરફ હસતો હસતો પાછો ચોપાનીયું વાંચવા લાગ્યો.

(૨)

રાવ બહાદુર **ગીરધરલાલ** અપુત્ર હતા. બાળકોને રમાડવાની, તેમને ભણાવવાની અને ઉંચી કેળવણી આપીને તેમને સંસ્કારી બનાવવાની તેમને ઘણીએ અભિલાષા હતી,

પરન્તુ તેમની વય ૫૫ વર્ષની થઈ અને સરકારી નોકરીમાંથી તેમણે પેન્શન લીધું ત્યાંસુધી તેમને કશું સંતાન જ થયું નહિ, એટલે પછી તેમણે પોતાની અભિલાષાની પૂર્તિ માટે પોતાનાં ગરીબ સગાંઓના છોકરાઓને પોતાને ત્યાં રાખી તેમને ભણાવી-સંસ્કારી બનાવવાનો ઉદ્યમ આરંભ્યો. તે અત્યારે તેવા ત્રણ છોકરાઓને પોતાને ત્યાં રાખતા હતા. વિદ્યાશંકર અત્યારે ઓગણીસ વર્ષની વયનો હતો અને તે તેમની બ્હેનનો પુત્ર હતો. ગુજરાત કૉલેજમાં તે ઇંટરનો અભ્યાસ કરતો હતો. નાનાલાલ વીસ વર્ષની વયનો હતો અને તે તેમની સાળીનો પુત્ર હતો. તે પણ વિદ્યાશંકરની સાથે ઇંટરનો અભ્યાસ કરતો હતો. ત્રીજો કપિલપ્રસાદ અઢાર વર્ષની વયનો હતો, તે રા. બા. ગીરધરલાલના મરણ પામેલા નાના ભાઇનો પુત્ર હતો. તે પ્રીવીયસમાં અભ્યાસ કરતો હતો. કપિલપ્રસાદનો અભ્યાસખંડ બીજે માળે હતો. ત્રણે વિદ્યાર્થીઓ ઉપર રાવ બહાદુરની કડક દેખરેખ હતી, છતાં તેમનો દાબ એટલો બધો નહોતો કે જેથી વિદ્યાર્થીઓનું વ્યક્તિત્વ વિકાસ પામતું અટકી જાય અને તેમની ખીલતી વૃત્તિઓ મરી જાય.

ઉનાળો ચાલતો હતો, એટલે દિવસે તાપ પડતો અને રાત્રે ધામ થતો. વિદ્યાશંકર રાત્રે નવ વાગે જમીને પછી અગાસીમાં એક આરામખુરશી મૂકી, પાસે નાનું ટેબલ મૂકી, ટેબલ પર દીવો રાખી વાંચવા બેસતો. એક માસથી રોજ રાત્રે અગીઆર કે બાર વાગતાં સુધી તે ત્યાં વાંચતો બેસતો હતો. નાનાલાલની અભ્યાસરીતિ વળી જૂદી હતી. તે દસ વાગ્યા પહેલાં સૂઇ જતો અને સ્હવારમાં વ્હેલો

ઉઠી તે વાંચવા બેસી જતો. તે પોતાના ખંડની બારીમાંથી ઘણી વાર વિદ્યાશંકરને અગાસીમાં દીવો લઇને વાંચવા બેઠેલો જોતો. આજે સૂતાં પહેલાં તેને કાંઇ જૂદું જ દેખાયું. તેણે જોયું કે વિદ્યાશંકર ખરેખર વાંચતો નહોતો પરન્તુ ચોપડી ઉઘાડી રાખીને બેસી જ રહ્યો હતો અને બાજુની દિવાલને કાન અડકાડીને કાંઈ સાંભળતો હતો! બાજુના મકાનની અગાસી પણ ત્યાં જ આવેલી હતી. બેઉ મકાનની અગાસી વચ્ચે માત્ર એક દિવાલ હતી. એ અગાસીમાં પડોશના મકાનનો જુવાન માલીક સેવકલાલ અને તેની પત્ની સૂતાં. વાંચવા નિમિત્તે રોજ રાત્રે બાર વાગ્યાસુધી અગાસીમાં બેસી રહેવાનો વિદ્યાશંકરનો હેતુ નાનાલાલના સમજવામાં આવી ગયો.

બીજે દિવસે સ્હવારમાં જ નાનાલાલે વિદ્યાશંકર પાસે જઇને પૂછ્યું: " કેમ વિદુભાઈ! રાત્રે કેટલાં પાનાં વંચાયાં?"

" ચાલીસેક." વિદ્યાશંકરે જવાબ આપ્યો.

" સાચું કહો છો ?"

વિદ્યાશંકરથી હસી જવાયું. તેણે પૂછ્યું: "કેમ એવો સવાલ કર્યો ?"

" હું કહું છું કે તમે રાત્રે એકકે પાનું વાંચ્યું નથી."

" ત્યારે મેં શું કર્યું હશે ?"

" પાપ : એક દંપતીની ગુપ્ત વાતો ઇચ્છાપૂર્વક સાંભળવાનું પાપ."

" તમે તો અક્કલના ખાં છો : એમાં પાપ શાનું ?"

" ત્યારે શું તમે પુણ્ય કર્યું ?"

" પુણ્ય પણ નહિ અને પાપ પણ નહિ."

" જે પુણ્ય નથી તે જરૂર પાપ છે. જો તમે આને પાપ નથી ગણતા તો પછી દુનિયામાં પાપ કોને કહેવું ?"

" કાલે જ મેં તમને કહ્યું છે કે જેથી પરને કે પોતાને કાંઇ પણ નુકસાન થાય તેનું નામ પાપ."

**નાના**લાલ રોષપૂર્વક બોલ્યોઃ " સ્ત્રી–પુરૂષની છૂપી વાતો છાનાંમાનાં સાંભળવી અને વળી ઉપરથી કહેવું કે કે તે પાપ નથી, તે તો ખરેખર એક જાતની બેશરમી છે."

" જુઓ **નાનુ**ભાઈ ! કાંઇ દલીલથી વાત કરો તો ઠીક. દુનિયામાં અનેક પ્રકારની સુંદરતા અને મધુરતા પ્રભુએ ભરી છે. આંખો સુંદરતા નિહાળવા માટે અને કાન મધુરતા ઉપભોગવા માટે પ્રભુએ જ આપણને આપ્યા છે. જે મનુષ્ય આંખથી મેઘધનુષ્યના સુંદર રંગો જોઈ શકે છે અને કાનથી કોયલનો ટહુકાર સાંભળી શકે છે, તે સુંદર સ્ત્રીને પણ શામાટે ન જોઈ શકે અને તેની મધુરી વાતો પણ કેમ ન સાંભળી શકે ? "

" તો પછી છાનાંમાનાં બેસીને કેમ સાંભળો છો ? **સે**વકલાલને કહો કે તમે ત્યાં વાતો કરો છો તે બધી હું સાંભળું છું ! " **નાના**લાલે સામી દલીલ કરી.

" નહિ, નહિ, એમ કરવાથી તો પાપ જ થાય. "

" અને આમ કરવાથી પાપ ન થાય ? "

" ના. જો **સે**વકલાલ જાણે કે હું તેની અને તેની સ્ત્રીની વાતો સાંભળું છું, તો તેમનું દિલ દુઃખાય અને તેમને ખરાબ લાગે; એટલે અંશે તે પાપ લેખાય. પણ તેમની જાણની બહાર હું તેમની વાતો સાંભળું, તેથી

તેમને કશું નુકસાન થતું નથી, તેમના દિલને દુઃખ પણ થતું નથી, એટલે તે પાપ નથી જ."

આ તર્કવાદને નાનાલાલથી પહોંચી શકાયું નહિ. તે પાછો પોતાના ખંડમાં ચાલ્યો ગયો. જો આ વાત તે રાવ બહાદુરને કહે તો વિદ્યાશંકરને જરૂર ઠપકો મળે, પરન્તુ એવી ચાડી ખાવાનું નાનાલાલને ગમ્યું નહિ. તેણે માની લીધું કે તેના પાપનું ફળ તેને કોઇ વાર મળી રહેશે.

રોજ રાત્રે અગાસીમાં વાંચવા નિમિત્તે બેસવાનો વિદ્યાશંકરનો ક્રમ ચાલુ જ રહ્યો.

( ૩ )

ધીરે ધીરે વિદ્યાશંકરની આ રીતભાત ઘરના ચાકરના જાણવામાં આવી અને ચાકર પાસેથી એ વાત રાવ બહાદુરના ભત્રીજા કપિલપ્રસાદના જાણવામાં આવી. ઉછરતી યુવાન વયના વિદ્યાર્થીઓની કુતૂહલપ્રિયતાથી કોણ અજાણ હોય છે? કપિલપ્રસાદની કુતૂહલપ્રિયતાનો કીડો ચળવળ્યો. જોકે તેનો અભ્યાસખંડ મકાનના બીજા માળપર હતો, તોપણ સૌથી પહેલાં જમી લઇને તેણે ત્રીજે માળે અગાસીમાં જઈ, દીવો મૂકી, પોતાનું અભ્યાસનું પુસ્તક વાંચવા માંડ્યું! નવ વાગતાં જ્યારે વિદ્યાશંકર જમીને ઉપર આવ્યો, ત્યારે તેણે જોયું કે રોજ રાત્રે જે સ્થાને પોતે વાંચવા નિમિત્તે બેસતો હતો તે સ્થાન આજે અગાઉથી કપિલપ્રસાદે પચાવી પાડ્યું છે.

સત્કર્મમાં જ્યારે એક માણસનો ભાગીદાર બીજો માણસ બને છે ત્યારે પરસ્પર બેઉની પ્રીતિ બંધાય છે,

તેથી ઉલટું જ્યારે દુષ્કર્મને નામે મનુષ્ય સત્કર્મનો દંભ કરે છે અને તે દંભમાં તથા દુષ્કર્મમાં તેનો બીજો ભાગીદાર બને છે, ત્યારે તેના મનમાં ઇર્ષ્યા ઉત્પન્ન થાય છે. કપિલપ્રસાદને ત્યાં બેઠેલો જોતાં જ વિદ્યાશંકર ઇર્ષ્યાથી બળવા લાગ્યો. તેણે કાંઇક ગુસ્સાથી જ કપિલપ્રસાદને પૂછ્યું: "ત્યાં કેમ બેઠો છે ?"

"વાંચવા બેઠો છું."

"વાંચવું હોય તો તારા ઓરડામાં જઇને વાંચ." વિદ્યાશંકરે ભ્રૂકુટી ચડાવીને કહ્યું.

"એમાં આટલો મિજાજ કેમ કરે છે ? અહીં વાંચવા બેઠો તેથી તારૂં શું લૂંટી લીધું?"

"મને એવું કાંઇ પસંદ નથી, સમજ્યો? પાસેની અગાસીમાં સેવકલાલ અને તેની સ્ત્રી સૂઇ રહે છે, તેની ખબર છે ને ?"

"પણ આડી દિવાલ ક્યાં નથી ?" કપિલપ્રસાદે સામી દલીલ કરી.

"છતાં તેમની વાતો સંભળાય કે નહિ?"

"ઠીક-ઠીક; તું રોજ અહીં બેસે છે તેનો વાંધો નહિ, અને હું આજ બેઠો તેથી વાંધો પડી ગયો! હું તારી હોશિયારી સમજું છું, હોં !"

પોતાનો બધો કીસબ ફીક્કો પડી જતાં વિદ્યાશંકરને બહુ ક્રોધ ચડ્યો. તે બોલ્યો: "બહુ દોઢ ડાહ્યો થયા વિના અહીંથી જલ્દી ઉઠી જા, નહિ તો સાંભળીશ."

"મને એવો દમ ભરાવીશ નહિ. તારી બધી ચાલાકી મારી જાણ બહાર નથી."

" શું મને કાંઈ ચોરી—છીનાળી કરતો દેખ્યો ? " વિદ્યાશંકરે સામો દમ ભરાવ્યો.

"હવે બહુ સફાઈ ન કર, મેં કાંઇ તારૂં લૂંટી લીધું નથી. લે, તારી બેઠક તને જ મુબારક." એમ કહેતાં જ કપિલપ્રસાદ ઉઠી ગયો. જતાં જતાં તે બોલ્યો: " કોઈ માથાનો મળશે તો બધી ચાલાકી ભુલાવી દેશે."

"જા, જા, તારાથી થાય તે કરી લેજે ! હું તારાથી બ્હીતો નથી."

ત્રણ ચાર દિવસ વીતી ગયા. ચોથે દિવસે સ્હવારે સેવકલાલ એકાએક વિદ્યાશંકરની પાસે તેના ઓરડામાં આવ્યો. વિદ્યાશંકર ગભરાયો. તે સમજ્યો કે પોતાનું પાપ પકડાઇ ગયું છે. મ્લાન મુખે જ વિદ્યાશંકરે પૂછ્યું: "કેમ સેવકલાલભાઇ ! તમે ક્યાંથી ? "

સેવકલાલ ગુસ્સે થતો બોલ્યો: " અરે, આ તે તમારી લાયકી કહેવાય ? તમે ગઈ રાત્રે મારી અગાસીમાં ઇંટાળો કેમ ફેંક્યો, બોલો ? "

" મેં તો ઇંટાળો—બીંટાળો કાંઈ ફેંક્યું નથી ! "

પોતાના હાથમાંનો ઇંટાળો બતાવીને સેવકલાલ બોલ્યો: " આ ઇંટાળો તમારી અગાસીમાંથી મારી અગાસીમાં જ મારા બિછાનામાં પડચો. એ તો સારૂં થયું કે કોઇને ન વાગ્યો. આવી છોકરવાદી કરશો તો મારે રાવ બહાદુર પાસે ફરીયાદ લઇ જવી પડશે, સમજ્યા ? "

વિદ્યાશંકર જરા રોફથી બોલ્યો: " પણ મેં ક્યાં ઇંટાળો ફેંક્યો છે કે આ બધું મને સંભળાવો છો ? એક સારા માણસ ઉપર નકામો આરોપ ચડાવો છો ! "

“ તમે સારા માણુસ છો તે હું જાણું છું. એક તો બદમાશી કરો છો ને ઉપરથી વળી ગુસ્તાખી કરો છો ! યાદ રાખજો, જો ફરીથી કાંઇ તોફાન કર્યું છે તો ભારે પડી જશે. ” એમ કહેતો **સેવકલાલ** બબડતો ચાલ્યો ગયો. **કપિલપ્રસાદ અને નાનાલાલ** પોતપોતાના ઓરડામાં રહ્યા રહ્યા આ બધું સાંભળતા હતા. **સેવકલાલ** ગયો એટલે **નાનાલાલે** બારીએ આવીને પૂછ્યું: “ **વિદુભાઇ** ! આ શું ?”

“ તમારા સમ, **નાનુભાઇ** ! મેં ઇંટાળો ફેંક્યો જ નથી. ”

પણ **નાનાલાલને વિદ્યાશંકરના** શબ્દોપર વિશ્વાસ ન આવ્યો.

( ૪ )

**વિદ્યાશંકરે** હવે અગાસીમાં બેસવાનું જ બંધ કર્યું, પરન્તુ તેથી કાંઇ **નાનાલાલે** માની લીધું નહિ કે **વિદ્યાશંકર** સુધરી ગયો છે. કપિલપ્રસાદના મનમાં **વિદ્યાશંકર** પ્રત્યે વસેલી વૈરની આગ હજી બૂઝી નહોતી. એક ઇંટાળો ફેંકવાથી તેણે ધાર્યા મુજબનું પરિણામ આવ્યું નહિ, એટલે ત્રણ ચાર દિવસ વીતી ગયા પછી ફરી રાત્રે બારેક વાગતાં તેણે ત્રીજે માળે અગાસી પર જઇને પુનઃ ઇંટાળો ફેંક્યો અને બીજે માળે પોતાના ઓરડામાં પાછો આવીને તે સૂઈ ગયો.

બીજે દિવસે સ્હવારમાં હજી તો રાવબહાદૂર ચાહ પીતા હતા, એટલામાં **સેવકલાલ** હાથમાં ઇંટાળો લઇને ધુંઆંપુંઆં થતો આવ્યો અને બોલ્યો: “ રાવસાહેબ ! આ તમારો **વિદ્યાશંકર** તેના મનમાં શું સમજે છે ? ”

રાવબહાદુરે ચમકીને પૂછ્યું: "શું છે ભાઈ સેવકલાલ ?"

"તમારા વિદ્યાશંકરે ચાર દિવસ પહેલાં મારી અગાસીમાં ઈંટાળો ફેંક્યો હતો અને તે મારી પથારીમાં પડ્યો હતો. તે વખતે તો મેં તેને ઠપકો જ માત્ર આપ્યો અને આપની પાસે એ વાત હું ન લાવ્યો. કાલે રાત્રે પાછો તેણે ઈંટાળો ફેંક્યો અને તે મારી સ્ત્રીને કપાળમાં વાગ્યો !" સેવકલાલે ગુસ્સામાં જ ફરીયાદ કરી.

રાવબહાદુરે હાક મારી: "અરે વિદ્યાશંકર ! અહીં આવ !"

વિદ્યાશંકર આવ્યો. સેવકલાલના શબ્દો તેણે સાંભળ્યા હતા. આવતાં વાંત તે ગુસ્સો કરતો બોલ્યો: "મામા ! ચાર દિવસ પહેલાં મેં સેવકલાલની અગાસીમાં ઇંટાળો નાંખ્યો નહોતો અને આજે પણ મેં નાંખ્યો નથી."

"ત્યારે શું સેવકલાલ જૂઠું બોલે છે ?"

"તે સાચું બોલતા હોય તોપણ તેમની અગાસીમાં ઇંટાળો ક્યાંથી પડ્યો તે હું શું જાણું ?"

"તેં જ ફેંક્યો છે, લુચ્ચા ! તારી અગાસી તરફથી જ ઇંટાળો આવ્યો છે, અને અગાસીમાં તારા વિના બીજું કોણ હોય ?" સેવકલાલ બોલ્યો.

"હું શું તમારી અગાસીની ચોકી કરૂં છું કે તમે મને આવું પૂછો છો ?"

રાવબહાદુરે આંખ ફેરવીને કહ્યું: "જરા વિનયથી બોલતાં શીખ. અરે નાનુ ! અહીં આવ. અને કપિલ ! તું પણ આવ !"

નાનાલાલ અને કપિલપ્રસાદ આવ્યા. રાવબહાદુરે

તેમને પૂછ્યું: "આ સેવકલાલની અગાસીમાં આપણા ઘર તરફથી કોઈએ બે વાર ઇંટાળા ફેંક્યા; બોલો તે વિષે તમે શું જાણો છો ?"

કપિલપ્રસાદ બોલ્યો: "રોજ રાત્રે બાર વાગ્યાસુધી વિદ્યાશંકર અગાસીમાં વાંચવાને બ્હાને સેવકલાલ અને તેની સ્ત્રીની વાતો સાંભળવા બેસે છે, એટલું હું જાણું છું."

સેવકલાલની આંખોમાં લાલાશ તગતગવા લાગી.

રાવબહાદુરે પૂછ્યું: "અને નાનુ ! તું શું જાણે છે ?"

નાનાલાલે નીચું જોઈને કચવાતે મને જવાબ આપ્યો: "કપિલપ્રસાદ ખરૂં કહે છે; મેં એવા ખોટા કામ માટે વિદુભાઈને ઠપકો આપ્યો હતો, પણ મારી શિખામણ તેમના ધ્યાનમાં ઉતરી નહિ."

સેવકલાલ બોલ્યો: "સાંભળો, સાહેબ ! આપના ઘરમાં રહેનાર માણસને આવું ન શોભે. હવે વિદ્યાશંકરને એ ઓરડામાંથી કાઢીને બીજે તેને બેસવાની સગવડ કરી આપો."

રાવબહાદુરે કહ્યું: "નહિ, નહિ, હવે એ આ ઘરમાં રહેવાને જ લાયક રહ્યો નથી. વિદ્યાશંકર ! તારે માટે હવે આ ઘરમાં સ્થાન નથી; આજ સાંજ પહેલાં તારે અહીંથી જતા રહેવું."

વિદ્યાશંકરની આંખોમાં આંસુ આવી ગયાં. એ આંસુ ક્ષમાની પ્રાર્થના કરતાં હતાં, પરન્તુ રાવબહાદુર ગીરધરલાલ જ્યારે ન્યાયખાતાની નોકરીમાં સબજજ હતા ત્યારે ન્યાય તોળવામાં તે જેટલા કડક હતા, તેટલા જ કડક તે હજી પણ હતા. વિદ્યાશંકરનાં આંસુએ તેમના દિલ ઉપર દયાની અસર નીપજાવી નહિ. સાંજે વિદ્યાશંકરની માતા

—રાવબહાદુરની બહેન નંદકોરે આવીને ભાઇને ઘણી વિનવણી કરી, પરન્તુ રાવબહાદુરે પોતાનો નિશ્ચય ન જ બદલાવ્યો.

વિદ્યાશંકરને મામાનું ઘર છોડવું પડ્યું અને તેનો અભ્યાસ પણ અટકી ગયો. તેનો ઇરાદો એલ. એલ. બી. સુધી પહોંચવાનો હતો, અને રાવબહાદુરની ઇચ્છા પણ તેને તેટલો અભ્યાસ કરાવવાની હતી; પરન્તુ હવે તો વિદ્યાશંકરને માટે કારકુની કરી પેટ ભરવાના જ દિવસો આવ્યા. પાપનો અવાજ ભલે ઢોલના જેવો ઘોર ન હોય, પણ તે કાતીલ તો હોય છે જ.

# ખોપરાપાક.

## ( ૧ )

ચંચળનો મિજાજ બહુ આકરો ! અને વળી તે બીજવરની બૈરી એટલે પૂછવું જ શું ? દયાળજીની પહેલી બૈરી તેને પાંત્રીશમે વર્ષે મરણ પામી એટલે તે ચંચળને પરણી લાવ્યો હતો અને બીજવરની બૈરીને સાસરામાં મહાસુખ મળવું જ જોઇએ એવી ચંચળની માન્યતા પહેલેથી જ બંધાએલી હોવાથી પતિને ત્યાં મહાસુખ માણવાનો તે પોતાનો પહેલો હક્ક માનતી હતી. પહેલી બૈરી મરણ પામવાથી બીજીનું મૂલ્ય દયાળજીના મનમાં વિશેષ હતું અને ચંચળને મન પણ પોતાનું મૂલ્ય ઘણું મોટું હોવાથી દિવસે દિવસે તેના મિજાજનું આકરાપણું વધતું ચાલ્યું હતું. તે કાંઇ લાવી આપવાની સ્વામીને આજ્ઞા કરે કે તુરત જ તેનો અમલ થએલો જોવાની તે ધારણા રાખતી. સ્વામીની કોઇ વિનતિ તેને પસંદ પડતી નહિ, અને તેને સ્વીકારવાની તે ના કહેતી, પછી દયાળજીની સઘળી દલીલો કેવળ વ્યર્થ જતી. નોકરી બજાવવામાં સ્વામીને ગમે તેટલી અગવડ પડે, તોપણ તેને સગવડ આપવાની પોતાની ફરજ હોય એવી તેની ગણત્રી નહોતી. તે તો એમ માનતી કે પોતે મોટી વયના પતિની પત્ની હોવાથી પોતાની મરજી જાળવવાને સ્વામીએ સર્વ પ્રકારની અગવડ વેઠવી એ તેની ફરજ છે ! ચંચળના આવા સ્વભાવને કારણે દયાળજીને બહુ

બહુ હેરાન થવું પડતું, તોપણ તે ચંચળને જરા મ્હોં ચડાવીને કશું કહી શકતો નહિ. પોતાની સગવડ પહેલાં જાળવવી એ સ્ત્રીનો ધર્મ છે, એવી તે ગોળગોળ શિખામણ આપતો અને સતીધર્મનાં પુસ્તકો તેને વાંચવાને લાવી આપતો, પરન્તુ ચંચળને મન તે કશા હિસાબમાં નહોતું. તેને તો સાંસારિક નૉવેલો વાંચવાં બહુ ગમતાં અને તેથી સ્વામી લાવી આપે તે પુસ્તકોને બદલે પોતે મંગાવે તે જ પુસ્તકો વાંચવામાં તે વિશેષ વખત ગાળતી હતી.

દયાળજી ન્યાતે અનાવિલ હતો. બહુ ઉંચા કુળનો નહિ હોવાથી મોટી વયે તેને બૈરી મળવાનો સંભવ નહોતો, છતાં વગર પૈસે બૈરી મળવાથી તે પોતાનું અહોભાગ્ય માનતો હતો અને પોતે પતિને પરણવાની તક આપી હોવાથી સ્વામી ઉપર પોતે મોટો ઉપકાર કરેલો ચંચળ સમજતી હતી. સાબરમતીના રેલ્વે સ્ટેશન ઉપર તે ટ્રાન્શીપમેન્ટ ક્લાર્ક હતો, અને માસિક સાઠેક રૂપિયાનો પગાર તેને મળતો હતો, પરન્તુ ચંચળના ઉડાઉપણાથી અને સ્વેચ્છાચારીપણાથી મહિનો પૂરો થતો અને સાઠ રૂપિયા પૂરા થતા ! દયાળજી મનમાં બહુએ અકળાતો પણ ચંચળથી પહેલેથી જ દબાએલો રહ્યો હોવાથી તેની અકળામણ મનમાં ને મનમાં શમતી.

સારૂં સારૂં રાંધીને ખાવામાં પણ ચંચળની જીભ બહુ ઉતાવળી બનતી. આજે શીરો તો કાલે દૂધપાક અને ત્રીજે દિવસે પૂરણપોળી એવું નવું નવું કરીને તે અઠવાડીયામાં ચાર દિવસ તો ઘી ખાંડનો દાટ વાળતી અને દયાળજીને

પણ તે ખાતાં તો મીઠું લાગતું, પરન્તુ પૈસા બહુ ખરચાતા તે તેને ગમતું નહિ. એક વાર તેણે કહ્યું: “ બીજે ને ત્રીજે દિવસે તું કાંઇક ને કાંઇક પકવાન બનાવે છે, પણ તેથી ખર્ચ બહુ થાય છે તે જાણે છે કે ? ”

“ તો શું થઇ ગયું ? મહિને દિવસે સાઠ રૂપિયાનો પગાર આવે છે, પછી શાને સારૂં સારૂં કરીને ખાઇએ નહિ ?”

“ પણ સાઠમાંથી કાંઇક ને કાંઈક બચાવવું તો જોઈએ કે નહિ ? ”

“ બચવું હશે તો બચશે; એમ કાંઇ પેટ બાળીને પૈસા બચાવાય નહિ. ”

“ પણ મહીનો–બે મહીના હું કે તું માંદાં પડ્યાં અને કપાતે પગારે રજા લેવી પડી તો પછી આપણે શું ખાઈશું ? એવા માઠા વખતની અગમચેતી રાખીને પૈસા બચાવવા જોઈએ. ”

ચંચળ છણકો કરીને બોલી : “ તમે તો મ્હોંબળ્યા જ છો. માંદા થવાની ને માઠા વખતની જ જીભલડી ચલાવો છો ! મને એવું કોઈ દિવસ સંભળાવશો નહિ. હું તો મને ગમશે તે બનાવીને ખાઇશ. તમારે ન ખાવું હોય તો ના પાડજો, એટલે એટલું ઓછું રાંધીશ. એવી રીતે પૈસા બચાવીને છાતીએ ગાંસડો બાંધજો ! ”

દયાળજી બિચારો ચૂપાચૂપ બની ગયો. તેને મનમાં થયું કે મારા ક્યાં ભોગ મળ્યા કે મેં બૈરીને શિખામણ આપી !

( ૨ )

બે માસથી દયાળજીને અમદાવાદના રૈલ્વે સ્ટશન પર

ગુડ્ઝ ઓફીસમાં એક રજા પર ગએલા કલાર્કની જગ્યાએ નોકરી કરવી પડતી હતી; પરન્તુ એ કામચલાઉ ફેરબદલી હોવાથી રહેવાનું તો તેણે સાબરમતીના રેલ્વે કવાર્ટર્સમાં જ ચાલું રાખ્યું હતું. રોજ તે ગાડીમાં બેસીને અમદાવાદને સ્ટેશને આવતો અને સાંજે ગાડીમાં બેસીને સાબરમતીએ પાછો જતો. અમદાવાદની આવજા વધવાથી ચંચળની આજ્ઞાઓ પણ વધી હતી કારણકે જે કાંઇ જોઈએ તે અમદાવાદમાં મળી શકતું અને ચંચળ પતિને ફરમાવતી કે "આજે સાંજે આવો ત્યારે અમદાવાદથી અર્ધો ડઝન સંતરાં લેતા આવજો!" આથી દયાળજી પ્રભુને પ્રાર્થના કરતો કે "હવે ફરીથી પાછો સાબરમતીની નોકરી અપાવ!"

એક વાર અગીઆર વાગતાં દયાળજી ઘેરથી નીકળ્યો કે તુરત ચંચળનું ફરમાન બહાર પડ્યું: "આજે સાંજે આવો ત્યારે બશેર ચાર શેર ખોપરાં લેતા આવજો. મને ખોપરાપાક ખાવાનું મન થયું છે."

દયાળજીએ મ્હોં કટાણું કરીને હુંકારો ભણ્યો.

સાંજે દયાળજી પાછો ઘેર આવ્યો ત્યારે ચંચળે પૂછ્યું: "કેમ, ખોપરાં લાવ્યા કે?"

દયાળજીએ કહ્યું: "ખોપરાં બે જાતનાં આવે છે, તેથી કઇ જાતનાં લાવવાં એ તને પૂછવા ઉપર બાકી રાખ્યું છે. એક જાતનાં ખોપરાંના કાચલાં આવેછે અને બીજી જાતના આખા ગોળા આવે છે, તો કઇ જાતનાં લાવવાં?"

"વાહરે વાહ! એટલી અક્કલ પણ ન ચાલી? કાચલાં તો ઘણી વાર ખોરાં આવે છે, માટે આખા ગોળા

લાવ્યા હોત તો સારો ખોપરાપાક થાત. ઠીક, હવે કાલે આખા ગોળા લેતા આવજો.” ચંચળે કહ્યું.

બીજે દિવસે પણ દયાળજી ખોપરાં લાવ્યો નહિ! ચંચળે મ્હોં ચડાવીને પૂછ્યું: “આજે કેમ ખોપરાં ન લાવ્યા?”

“આજે તો ડી. ટી. એસ. ઓફીસમાં આવેલા તેથી સાંજે સાત વાગતાં સુધી ડોકી નીચી રાખીને કામ જ કર્યા કર્યું. વખત મળે, ત્યારે શહેરમાં જઈને ખોપરાં લાવું ને?”

“પણ સાંજે સાત વાગ્યે છૂટયા પછી લઇને નવની ગાડીમાં આવ્યા હોત તો શું ખોટું હતું? તમે તો હાડકાંના જ આખા છો!” ચંચળે સ્વામીને શિરપાવ આપ્યો.

“નવની ગાડીમાં આવું તો મોડું થાય અને પછી ભૂખ લાગે કે નહિ?” દયાળજીએ એક દલીલ કરી.

“શું કહ્યું? ભૂખ લાગી જાય! કાંઈ કાળ–બાળ છો? અગીયાર વાગ્યે ખાઇને જાઓ છો; બપોરે ચાહ પીતા હશો; પછી ભૂખ શેની લાગે છે?”

“પૈસા બહુ ખર્ચાય છે, એટલે મેં હમણાં ચાહ બંધ કર્યો છે.”

“તો નસીબ તમારાં. પૈસા બચાવવા હોય તો ભલે ને ભૂખે મરો; પણ કાલે મારાં ખોપરાં આવવાં જોઇશે. હવે નહિ ચાલે, સમજ્યા કે?”

“હા, સમજ્યો. કાલે જરૂર ખોપરાં તો લેતો આવીશ.”

બીજે દિવસે વળી એક નવી કમબખ્તી આવી. રેલ્વેની ચોરીનો કોઈ મોટો કેસ થએલો તેથી ડી. ટી. એસે રાતના નવ વાગ્યા સુધી ઓફીસના બધા ક્લાર્કોને રોકી રાખીને

તેઓની જુબાની લીધી અને તેથી દયાળજી ખોપરાં લેવા જઇ શક્યો નહિ! તે ડરતો ડરતો ઘેર આવ્યો અને વાઘણ જેવી ચંચળ ખોપરાં નહિ આવતાં એકદમ છેડાઇ તથા સ્વામીને સરસ્વતી સંભળાવવા લાગી! કેટલીક વારે તે શાંત પડી એટલે દયાળજીએ કહ્યું: "નોકરીને લીધે મોડું થાય અને ખોપરાં ન લાવી શકાય તેમાં મારો શો વાંક? કાલે હવે જરૂર લેતો આવીશ; ચાલ, મને ભૂખ લાગી છે માટે ખાવાનું કાઢ."

ચંચળ બોલી: "મેં તો કશું રાંધ્યું નથી, અને હું રાંધવાની પણ નથી. ખોપરાં લાવતાં તમને ધા પડે છે, તો રાંધતા મને મહેનત નહિ પડતી હોય?"

"રાંધ્યું નથી, ત્યારે હુ ખાઇશ શું? સહવારની ભાખરી–બાખરી કાંઈ છે?"

"હતી તે હું ખાઇને બેઠી છું."

"ત્યારે ચાહ તો બનાવી આપ."

"પીવી હોય તો હાથે બનાવીને પીઓ; હું તો મારે આ સૂતી!"

બિચારા દયાળજીએ સ્ટવ સળગાવી ચાહ બનાવી. તે રાત્રે ફક્ત ચાહ ઉપર જ શુકરાના કર્યા!!

( ૩ )

"ખોપરાં" "ખોપરાં" નો જાપ જપતો દયાળજી બીજે દિવસે નોકરીપર પાછો અમદાવાદ આવ્યો. આજે તો તેને ખોપરાં લઇ ગયા સિવાય ચાલે તેમ જ નહોતું એટલે તેને આખો દિવસ ખોપરાં સાંભર્યા કર્યા હતાં. રોજ

તો રાતે ૭-૮ વાગે ગુડ્ઝ ઓફીસનું કામકાજ બંધ થતું પરન્તુ આજરોજ ૪ વાગતાં ગુડ્ઝ ઓફીસ બંધ કરવામાં આવી અને તેમ થવાનું એક ખાસ કારણ હતું. અમદાવાદના સ્ટેશન માસ્તરની બદલી થવાની હોવાથી તેમને વિદાયગીરીનું માન આપવા સારૂ એક ખાન-પાનનો મેલાવડો સાત વાગતાં ગુડ્ઝ શેઇડમાં નાંખેલા શમીઆનામાં જ કરવાનો હતો. ઓફીસ બંધ થતાં જ એ ખાતાના બધા કલાર્કો તથા મજુરો એ મેલાવડા માટેની તૈયારીઓ કરવામાં ગુંથાયા અને તેમાં સૌની સાથે દયાળજીને પણ જોડાવું પડયું. ખુરશીઓની બેઠકો ગોઠવાવવી, નાસ્તા માટેનાં ટેબલો ઉપર સર્વે ખાનપાનની ચીજોની ગોઠવણ કરાવવી, કાંઈ જોઇએ તો મંગાવવું અને ગાનતાનનો જલસો પણ ગોઠવવામાં આવ્યો હોવાથી તે માટેની તૈયારી કરવી એ બધું કામ રેલ્વેના નોકરોએ જ કરવાનું હતું અને તેમાં દયાળજીને પોતાનો હિસ્સો આપવાનો હતો. ચાર વાગ્યે ઓફીસ બંધ થઈ હોવાથી ખોપરાં લેવા જવા માટે હજી દયાળજીને પુષ્કળ વખત હતો.

જાતજોતાંમાં સાત વાગી ગયા અને મેલાવડો ભરાયો. સ્ટેશન માસ્તરને વિદાયગીરીનું માનપત્ર અપાયું. "અમે સારા છીએ" અને "તમે ભલા હતા" વગેરે વાકયોથી ભરપૂર ભાષણોની પરસ્પર આપલે થઈ અને સ્ટેશન માસ્તરને ખેડૂતો ઉપર કૃપાવંત થતા મેઘરાજાના જેવી મહેરવાળા કહેવામાં પણ કોઇએ શબ્દો વાપરવાની કસર રાખી નહિ! ત્યારપછી એક બાજુએ ખાનપાન ચાલ્યું અને બીજી બાજુએ દિલ્હીની એક રામજણીના નાચ ગાનનો જલસો

શરૂ થયો. દયાળજીએ પણ સૌની સાથે પેટ ભરીને ખાધું અને ગાનતાનનો મધુર સ્વર કાનપર અથડાતાં તે તે તરફ આકર્ષાયો અને ખોપરાં ભૂલી ગયો ! ! બીજા કલાર્કોની સાથે તે પણ આનંદ લૂટવામાં તથા ગાયનની લીજત ચાખવામાં ગુંથાયો અને આનંદને હીલોળે ચડ્યો. નવ વાગ્યા એટલે સાબરમતીએ જનારા કલાર્કો મીજલસમાંથી છૂટા પડ્યા, તેમની સાથે દયાળજી પણ આજના મેલાવડા વિષેની વાતો કરતો કરતો સ્ટેશનપર ચાલ્યો. સૌમાં રામજણીનાં નાચગાન વિષે પણ ચિત્ર વિચિત્ર ટીકાઓ થઇ. પાછળ મીજલસ તો મોડી રાત સુધી ચાલ્યા કરી પણ સાબરમતી જવા માંગનારાઓને ત્યારપછી બીજી કોઈ ગાડી મળવા સંભવ નહિ હોવાથી તેઓને વહેલા છૂટા પડવું પડ્યું. ગાડી ઉપડવાને વાર નહોતી. દયાળજી સ્ટેશનપર પહોંચ્યો કે તુરત વ્હીસલ થઈ! દયાળજી દોડતો એક ડબાનું બારણું ઉઘાડીને માંહે પેસી ગયો અને ગાડી ઉપડી. ગાડીમાં સખત ગીરદી હોવાથી જગ્યા શોધવાને તે આમતેમ જોવા લાગ્યો. બેઠક ઉપર કોઈ પેસેંજરની એક કપડાંની થેલી પડી હતી તેને હડસેલીને દયાળજી ત્યાં બેસવા જતો હતો, એવામાં જરા દૂર બેઠેલો ડોસો બોલી ઉઠ્યો: " અરે સાહેબ ! જોજો એ થેલી પર બેસતા, તેમાં ખોપરાં ભરેલાં છે; જો આપ બેસશો તો ભૂકા થઈ જશે."

તત્ક્ષણ દયાળજીને ખોપરાં સાંભર્યાં અને મ્હોં વીલું પડી ગયું! " હાય, હાય, હવે મારી શી દશા થવાની ? કાલે તો ખાવા મળ્યું નહોતું, પણ આજે તો ઘરમાં સૂવાનું પણ મળવાનું નથી ! ગાડી તો ઉપડી ચૂકી અને હવે પાછો

ફરીને પણ કેવી રીતે ખેપરાં લઇ આવું? તેમ જ બૈરીને સમજાવવાનો પણ હવે પ્રસંગ રહ્યો નથી. ગઈ કાલે જ કમબખ્તી આવી હતી અને આજે તો શી દશા થશે તેની કલ્પના પણ કરી શકાતી નથી. ઓ પ્રભુ! આ દુઃખના વખતમાં કાંઇક મતિ સુઝાડ!"

( ૪ )

પેલા પેસેંજરની ખોપરાંની થેલીને બેઠકની નીચે આસ્તેથી મૂકીને તેટલી ખાલી પડેલી જગ્યાએ દયાળજી બેઠો તો ખરો, પરન્તુ તેના ચિત્તમાં કાંઈ કાંઈ દુઃખજનક વિચારો ચાલી રહ્યા હતા. આજનો કંકાસ ટાળવાને કેવી રીતે કામ લેવું એ વિચાર ઉપર જ તેનું ચિત્ત રોકાઇ રહ્યું હતું. ઘણી ઘણી દિશાએ લક્ષને દોડાવ્યું પણ તેનું ચિત્ત શાન્ત થયું નહિ. ઘેર જતાં જ માંદગીનો ઢોંગ કરવાથી કંકાસ ટળશે? અથવા તો મારા પર ચોરીનું તહોમત આવ્યું છે અને હું ક્યાંય નાસી જવા માંગું છું એમ કહેવાથી ચંચળ રાતની રાત છાની રહેશે? કિંવા ઘેર જતાં જ એકદમ ખુલ્લા હૃદયથી–ઓશિઆળે મ્હોંએ માફી માંગી લેવાથી તે માનિનીનું મન મનાશે? એવા એવા સંકલ્પો તેના મગજમાં આવી આવીને અદૃશ્ય થવા લાગ્યા પરન્તુ તેમાંનો એકે ઉપાય તેને રામબાણ લાગ્યો નહિ, કારણકે એવા કોઇ દેખાવથી ચંચળનું ખોપરાંપર લાગી રહેલું ચિત્ત બીજી દિશાએ દોરાવાનો સંભવ દયાળજીને જણાતો નહોતો.

એટલામાં તો ગાડી ધીમી પડી. દયાળજીનું ચિત્ત ગુંચાવા લાગ્યું અને પગ પાણી પાણી થવા લાગ્યા. સ્ટેશન

આવ્યું. તત્ક્ષણ દયાળજીના મગજમાં એક ચમકારો થયો. ગાડી સ્થિર થાય તે પહેલાં તે આસ્તેથી ઊભો થયો અને ગાડીનું પાછળનું બારણું ઉઘાડીને બેઠકની નીચે પડેલી પેલા પેસેંજરની ખોપરાંની થેલી સરકાવતો તે આસ્તેથી ગાડીમાંથી ઉતરી પડ્યો. ગાડીનું બારણું બંધ કરતોક તે તુરત જ વંડો માપી ગયો!!

પેલો પેસેંજર તો પાછલે બારણે ઉતરે એવો સંભવ જ નહોતો એટલે દયાળજીને ભયથી પાછું વાળીને જોવું પડે તેમ નહોતું. દયાળજી મનમાં બોલ્યો: "એ તો જ્યાં ઉતરવાનો હશે ત્યાં ઉતરશે એટલે પોતાની થેલી ખોવા-એલી જોશે, અને પોક મૂકીને રોશે! અહીં મારી પૂંઠ પકડવાને તે આવે એવો સંભવ જ નથી. હવે મારી ચંચ-ળને મારા પર ગુસ્સો કરવાનું કશું કારણ રહેશે નહિ અને મને પણ સારી રીતે ઉંઘ આવશે."

એવી રીતે નિશ્ચિંત બનવા છતાં તેણે એક બે વાર પાછું વાળીને જોયું ખરૂં પણ પોતાની પાછળ કોઇ આવતું જણાયું નહિ અને ગાડી સાબરમતીને સ્ટેશનેથી ઉપડી ગઈ. હવે દયાળજીને ઉતાવળે પગલે ચાલવાની કશી જરૂર જણાઈ નહિ. મનમાં ખુશ થતો તે ધીમે ધીમે ઘેર જઇ પહોંચ્યો અને ચંચળની સમક્ષ ખોપરાંની થેલી મૂકીને બોલ્યો: "લે, આ તારાં ખોપરાં!"

(૫)

ચંચળ એકદમ મ્હોં ચડાવતી બોલી ઉઠી: "પણ તમે ખોપરાં લાવ્યા શાને? મેં ના કહાવી'તીને!"

"ખોપરાં લાવવાની તેં ના કહાવી'તી ? કોની સાથે?"

"પેલી ધનલક્ષ્મીના વર સાથે. સાંજે પાંચની ગાડીમાં તે અહીંથી ત્યાં આવ્યો ત્યારે મેં તેની સાથે તમને સંદેશા કહાવ્યો હતો કે હવે ખોપરાં લાવશો નહિ, કારણકે આજે મારા કાકા ભરૂચથી આવવાના છે અને તે ખોપરાં લેતા આવવાના છે. તેમનો પત્ર આજે બપોરે આવ્યો કે હું આવું છું અને ખોપરાં લેતો આવું છું એટલે પછી મેં તમને ખોપરાં નહિ લાવવાનો અને થોડું રતાળુ લેતા આવવાનો સંદેશો કહાવ્યો હતો."

"પણ તે સંદેશો તો મને મળ્યો નથી, એટલે હું બજારમાં જઇને ખોપરાં લેઈ આવ્યો. આ જ તો અમે ચાર વાગ્યે ઓફીસ બંધ કરી હતી, એટલે સંદેશો મળવાનો સંભવ પણ ન હતો."

"ચાર વાગ્યે ઓફીસ બંધ કરી, તોય નવની ગાડીમાં આવ્યા ? ક્યાંય રખડતા શીખ્યા છો કે શું ?"

"ના રે ના! આજે અમારા સ્ટેશન માસ્તરને માન આપવાનો મેળાવડો હતો તેથી વ્હેલી ઓફીસ બંધ કરી હતી."

"એ તો ઠીક; પણ હવે ખોપરાં નકામાં પડયાં; કાલે વેપારીને પાછાં આપી આવજો."

આ નવી કામગીરી સાંભળીને દયાળજીનું કાળજું કંપવા લાગ્યું. ચોરી કરીને આણેલાં ખોપરાં તે કયા વેપારીને પાછાં આપવા જાય ? તે બોલ્યો: "એક વાર વેચેલો માલ વેપારી પાછો ન લે."

"ન કેમ લે? આપણે કાંઇ તેનો માલ ખાઇ ગયાં છીએ? એમ નહિ તો ભલે બે આના ઓછા આપે."

"મને તો એવી રીતે માલ પાછો આપવા જતાં શરમ આવે. ભલેને રહ્યાં, વળી કોઇ બીજી વાર ખોપરાપાક કરીશું."

"જોયું? કેવું પોતાને જ ખાવાનું મન થાય છે! અને મને કહે છે કે તું રોજરોજ પકવાન્ન કરે છે, તેથી ખર્ચ બહુ થાય છે! તમે જ આવી રીતે વધારે ને વધારે ખર્ચ કરાવો છો! મેં તો ઘણુંએ કહાવ્યું'તું, કે ખોપરાં લાવશો નહિ."

"પણ મને એ સંદેશો ન મળે તેમાં મારો શો વાંક? ચાલ, હવે જલ્દી બિછાનું કર: મને ઉંઘ આવે છે."

"ખાવું નથી?"

"હું તો અત્યારે પેટ ભરીને ખાઇ આવ્યો છું."

"ખાઇને આવ્યા છો? ક્યાં ખાઇને આવ્યા છો? પૈસાનો દાટ તો તમે જ વાળો છો ને પછી મારો વાંક કાઢો છો? હવેથી રોજ ઓફીસમાં જાઓ ત્યારે મને તમારાં ગજવાં જોવા દેજો, અને મને કહ્યા વિના ગજવામાં કાંઈ પૈસા લઈ જશો નહિ, સમજ્યા?"

દયાળજી કાંઇ જવાબ આપે તે પહેલાં તો કોઇએ બારણું ઠોકીને અવાજ કર્યો: "ચંચળ! ઓ ચંચળ!!"

( ૬ )

ચંચળનો કાકો પરાગજી પચાસેક વર્ષની વયનો હતો. તે મલબાર કાંઠે આવેલા કાલીકટમાં ઘણાં વરસથી નોકરી

કરતો હતો અને પોતાના કુટુંબ સાથે કાલીકટમાં જ રહેતો હોવાથી પોતાના વતન ભરૂચમાં તે બે પાંચ વર્ષે કોઇ વાર જ આવતો હતો. કાલીકટમાં તે કોઇ વેપારીને ત્યાં નોકરી કરતો હતો અને પાંચ પૈસે સુખી હતો. ચંચળના લગ્ન ઉપર તે ભરૂચ આવ્યો ન હતો અને જ્યારે તે ભરૂચ આવ્યો ત્યારે ચંચળ પોતાને સાસરે હતી, એટલે ચંચળને મળવા જવાની તેની ઇચ્છા હતી. આ વિષે તેણે ચંચળને લખી જણાવ્યું હતું એટલે ઘણે વર્ષે આવેલા કાકાને મળવા ચંચળ પણ બહુ આનંદિત બની ગઇ હતી. જે દિવસે તેનો પત્ર આવ્યો તે દિવસે જ ચંચળને ખોપરા-પાક ખાવાનું મન થયું હતું. સ્વામીને ખોપરાં લાવવાની આજ્ઞા કરે તે પહેલાં તેણે કાકાને લખી નાંખ્યું હતું કે તમે બે ચાર દિવસમાં જરૂર આવજો અને સાથે ખોપરાં લેતા આવજો. કાલીકટમાં ખોપરાં બહુ સસ્તાં અને સારાં મળતાં. પરાગજી ઠેઠ કાલીકટથી જ પોતાના ભાઇનાં છોકરાં માટે ખોપરાં લાવેલો, તેમાંથી જ થોડાં લઇને ચંચળને તે મળવા આવનાર હતો. ચંચળની સૂચનાથી ખાસ ભરૂચમાંથી ખોપરાં ખરીદ કરવાની તેને જરૂર પડે તેમ નહોતું; પરન્તુ કાકા તો મરજીમાં આવે ત્યારે મળવા આવે અને એટલા દિવસ ચંચળ ખોપરાપાક ખાધા વિના બેસી કેમ રહી શકે ? તેથી બીજે જ દિવસે તેણે સ્વામીને ખોપરાં લાવવાની આજ્ઞા આપી હતી અને ચંચળને હવે સમજાયું કે ખોપરાં આવ્યાં ત્યારે બન્ને ઠેકાણેથી એક સામટાં આવ્યાં !

"ચંચળ, ઓ ચંચળ ! !" એવો સ્વર સાંભળીને ચંચળે ખડકી ઉઘાડી, તો તેનો કાકો પરાગજી જ આવી પહોંચલો જણાયા !

"આવો, કાકા, તમે અત્યારની ગાડીમાં આવ્યા? બહુ સારૂં. અંદર આવો." ચંચળ કાકાનું સ્વાગત કરતાં ખુશ થતી બોલી.

પરાગજી અંદર આવ્યો એટલે ચંચળ બોલી: "પણ કાકા! ગાડી આવ્યાને તો અર્ધો કલાક થયો અને તમે આટલા મોડા કેમ આવ્યા?"

"અરે ચંચળ! હું તારે માટે ખોપરાં લાવેલો, તે મેં તો ક્યાંક ગુમાવ્યાં! અમદાવાદને સ્ટેશને મેં ખોપરાંની થેલી જોઇ હતી. એક પેસેંજરે તે થેલી બેઠકની નીચે મૂકી હતી તે મને બરાબર ખબર છે; પણ અહીં ઉતરતી વેળાએ જોઉં છું તો થેલી ગુમ!"

"હેં હેં! ખોપરાંની થેલી કોઈ ચોરી ગયું કે શું?" ચંચળ ચિંતાતુર વદને બોલી.

"હા, મને સમજ પડતી નથી કે તે કોણ લઇ ગયું હશે." એમ બોલતો પરાગજી ચંચળે પાથરી આપેલી શેતરંજી પર બેઠો અને બેસતાં જ તેની નજર દયાળજીએ આણેલી ખોપરાંની થેલીપર પડી! તે એકદમ ચોંકીને બોલી ઉઠ્યો: "ચંચળ! ઓ ચંચળ!! આ જ ખોપરાંની થેલી હું લાવેલો! તે અહીં ક્યાંથી આવી ગઇ?"

"એ ખોપરાં તો તે અમદાવાદથી લાવ્યા છે."

"કોણ? દયાળજી અમદાવાદથી આ ખોપરાં લાવ્યા છે?" પરાગજી આશ્ચર્યથી થેલી ભણી જોઇ રહ્યો. તેણે થેલી છોડી અને ખોપરાં જોયાં. ભરૂચથી તે સત્તર ગોળા લાવ્યો હતો અને થેલીમાંએ સત્તર ગોળા હતા! તે બોલ્યો: "નહિ, ચંચળ! આ તો મારાં જ ખોપરાં!"

ચંચળે સ્વામીને સંબોધીને કહ્યું: "અરે, સાંભળો છો કે? ક્યાં ગયા? જરા અહીં તો આવો! આ મારા કાકા આવ્યા છે તેમને મળો તો ખરા!"

દયાળજી તો પરાગજીને જોતાં જ ઓરડામાં જઇને ક્યારનોએ ગોદડું ઓઢીને સૂઈ ગયો હતો! તે બોલ્યો: "મને અત્યારે ટાઢ ચઢી છે! તાવ આવે તેમ લાગે છે! મને બોલાવીશ નહિ."

"એટલી વારમાં તાવ શાનો આવી ગયો?" એમ કહેતી ચંચળ ઓરડામાં ગઇ અને સ્વામીને બહાર ખેંચી લાવી!

( ૭ )

પરાગજી ડોસો દયાળજીને જોતાં જ આશ્ચર્ય પામી ગયો. દયાળજી જ્યારે પરણવાને ગયો ત્યારે પરાગજી ભરૂચમાં નહિ હોવાથી તેઓ બન્ને વચ્ચે કશી ઓળખાણ નહોતી. ગાડીમાં તેઓ એક બીજાને ઓળખી શક્યા નહિ તેનું કારણ પણ એ જ હતું. અત્યારે હવે ઓળખાણ પડતાં અને રેલ્વે ગાડીમાં ખોપરાંની થેલીને નીચે મૂકી ત્યાં બેસનારને નજરે જોતાં પરાગજી પણ દિગ્મૂઢ બની ગયો! તેની ખાત્રી થઇ કે પોતાની ખોપરાંની થેલી ઉઠાવી જનાર ચંચળનો વર દયાળજી જ હતો. દયાળજી નીચું જોઇને બેસી રહ્યો હતો અને પરાગજી તેની સામે ટગર ટગર જોઇ રહ્યો હતો! દયાળજીની શરમીંદગી તથા અકળામણનો પાર રહ્યો નહોતો. શું બોલવું તે તેને સૂજતું નહોતું. તેનું મગજ સ્થિર નહોતું. છેવટે પરાગજીએજ કેટલીક વારે વાતચીતનો

પ્રસંગ ઉપસ્થિત કર્યો: "દયાળજી ! તમારૂં શરીર હમણાં કાંઇ નરમ રહેતું લાગે છે."

"ના, ના. આજે જ ટાઢ ચડી આવતી હોય એવું લાગે છે. સ્હવારે તો સારૂં હતું." દયાળજીએ કંપતે અવાજે જવાબ આપ્યો.

"હું ધારૂં છું કે આપણે ગાડીમાં મળ્યા હતા અને બેઠકપરથી મારી થેલી નીચે મૂકીને તમે જ ત્યાં બેઠા હતા, નહિ વારૂ ? પણ આપણે એક બીજાને કોઇ વાર જોએલા નહિ, એટલે ઓળખાણ ક્યાંથી પડે ?"

દયાળજી સમજી ગયો કે પોતાની ચોરી પોતાના કાકાજી સસરાના લક્ષમાં આવી ગઈ છે અને પોતે મુદ્દા માલ સાથે જ પકડાયો છે એટલે હવે ગેં ગેં ફેં ફેં કરવામાં માલ નથી. તે એકદમ સાહસ કરીને બોલ્યો: "જી હા, આપણે ગાડીમાં મળેલા ખરા, અને આપની ખોપરાંની થેલી નીચે મૂક્યા પછી તે ચોરી લાવનાર પણ હું જ છું."

ચંચળ એકદમ છેડાઈને બોલી ઉઠી: "શું તમે આ ખોપરાં વેચાતાં લાવ્યા નથી, પણ ચોરી લાવ્યા છો ?"

"હાસ્તો; ચોરી ન લાવું ત્યારે શું કરૂં ? આજે પણ હું ખોપરાં લાવવાનું વિસરી ગયો હતો અને ખોપરાં માટેના તારા રોજના કકળાટથી હું કંટાળ્યો હતો, એટલે ચોરી કર્યા વિના છૂટકો જ નહોતો !" દયાળજીએ ખુલ્લા હૃદયથી કહ્યું.

પરાગજી એક જ ક્ષણમાં દયાળજી ઉપર થતા જુલ્મને સમજી ગયો. તે કશું બોલ્યો નહિ, પરન્તુ તેણે તિરસ્કારની દૃષ્ટિથી પોતાની ભત્રીજી સામે જોયું. કાકાની સમક્ષ પોતાના

તીખા સ્વભાવની વાત ખુલ્લી પડી તેથી ચંચળ પણ શરમાઈ ગઈ અને કશું બોલી નહિ. કેટલીક વાર સુધી એ મૌન ચાલ્યું. છેવટે પરાગજી જ બોલ્યોઃ “ચંચળ! દયાળજીને ખોપરાંની ચોરી કરવાની જરૂર પડી તેમાં તેમનો કશો વાંક નથી, પણ તારો જ વાંક છે. હવે હું સમજું છું કે તું રોજ તારા વરને ખોપરાંને માટે સતાવતી હોવી જોઈએ અને તેથી જ તે બીચારાને તારી બ્હીકને લીધે આવું ખોટું કામ કરવું પડ્યું હોવું જોઇએ. તું સાસરે આવી રીતે વર્તે એ કાંઇ તારી લાયકી કહેવાય નહિ.”

ચંચળ આ ઠપકાથી એટલી બધી તો શરમાઇ ગઇ કે કશું જ બોલી નહિ. સ્વામીની ચોરીની વાત સાંભળતી વેળાએ તો તે ગુસ્સે થઈ હતી, પરન્તુ કાકાનો ઠપકો સાંભળીને તો તે એટલી બધી લજાઈ ગઇ કે સ્વામી ઉપરના ગુસ્સાને તે વિસરી ગઇ અને પોતાના આકરા સ્વભાવમાં તે દોષ જોવા લાગી. પરાગજીએ આગળ કહેવા માંડ્યું: “ચંચળ! પરદેશમાં રહેવું અને ઘરમાં આવા કંકાસો કરવા તે સારૂં નહિ હોં! એમાં તમારા ઘરની આબરૂ પણ શી? તું આમ તારા વરને સતાવ્યાં કરે એથી તો અમારે પણ શરમાવું જોઇએ, કારણકે અમારે ઘેર જ તું નાનેથી મોટી થઇ છે. હવે તું કાંઈ નાની નથી, છતાં તું આમ કરે ત્યારે તો તારા પિતાજીની જ ગેરઆબરૂ ગણાય કે નહિ? દયાળજી તો ભલા છે કે ખોપરાં લાવવાને ચોરી કરીને પણ તારૂં મન મનાવે છે; પણ તું ખોપરાં માંગે અને દયાળજી સામે થાય, તો તું શું કરે? તમારી વચ્ચે તે રીતે અંટસ

વધી જાય અને તેમાંથી તો કોઇ વાર જીંદગી સુધીનો અણબનાવ થઇ પડે; માટે હું તને કહું છું કે આજથી તારે કોઈ દિવસ આવી ઉચ્છૃંખલતા કરવી નહિ."

ચંચળના હૃદયમાં આ બોધ તત્ક્ષણ ઉતરી ગયો. તેણે પોતાની ભૂલ જોઈ. પરાગજી ચાર પાંચ દિવસ ત્યાં રહ્યો ત્યાંસુધીમાં ચંચળનો સ્વભાવ તેણે અત્યંત નમ્ર જોયો અને તે ગયો ત્યારપછી પણ તેણે સ્વામીની સાથે ઘણું નમ્ર વર્તન ચલાવ્યું. તે દિવસ પછી કોઇ વાર ચંચળે સ્વામીને આજ્ઞા કરી નહિ, પણ જરૂર પડતાં કોઇ વાર તે વિનતિ કરતી અને દયાળજી ઉદાર મને તે સ્વીકારતો. હવે તો ચંચળને કોઇ વાર ખોપરાપાક ખાવાનું મન પણ થતું નથી.



# જાલમસીંગ ઝાલો.

## (૧)

કોટાનો મહારાવ ગુમાનસિંહ ઇ. સ. ૧૭૭૧ માં મરણ પામ્યો અને તે પોતાના પુત્ર બાળક ઉમેદસિંહને પોતાના એક સરદાર **જાલમસીંગ** ઝાલાના હાથમાં સોંપતો ગયો. તે વખતે **જાલમસીંગ** રાજ્યનો સેનાપતિ હતો. મરતી વખતે ગુમાનસિંહે તેને કહ્યું હતુંઃ " સેનાપતિ ! બે વાર તમે કોટા રાજ્યનું રક્ષણ કર્યું છે અને હવે ત્રીજું સંકટ આવ્યું છે. મારા ઉમેદને હું તમારા હાથમાં સોંપું છું, આજથી તમે જ તેના રક્ષક થયા." એમ કહી ગુમાનસિંહે બાળક ઉમેદને **જાલમસીંગ**ના ખોળામાં બેસાડયો. ત્યારપછી ગુમાનસિંહ મરણ પામ્યો.

ઉમેદસિંહને રાજતિલક કરવાનો દિવસ આવ્યો, તે દિવસે **જામલસીંગે નરવાર** રાજકુળનું કૈલવાડા જીતીને એ ગામ રાજ્યાભિષેક સમયના નજરાણા તરીકે સોંપ્યું. સરદારો ચકિત થઇ ગયા. **જાલમસીંગ**નાં શૌર્ય તથા રાજનિષ્ઠાની ચોમેર પ્રશંસા થઇ.

**જાલમસીંગ**ના પૂર્વજો ઝાલા વંશના પાયતખ્ત **વઢવાણ**-ના હતા. **વઢવાણ**ના ઠાકોર **રાજાજી** સંવત ૧૬૯૯ માં ગુજરી ગયા તેમને ચાર પુત્રો હતા. તેમાંનો ત્રીજો પુત્ર **ભાવસીંગજી** પોતાની ત્રણ વર્ષની ઉમરથી **રાજાજી**ના જીવનકાળમાં જ

પોતાને મોસાળ–ઇડરમાં ઉછર્યો હતો. પાછળથી **ભાવસીંગજી** **સાવરગઢના** ઠાકોરની પુત્રીને પરણીને પોતાને સાસરે રહેવા લાગ્યો. તેના પુત્ર **માધવસીંગનો** જન્મ **સાવરગઢમાં** જ થયો હતો. રાજ્યખટપટથી **માધવસીંગજીને** **સાવરગઢ** છોડીને બુંદીના રાજાની નોકરી કરવી પડી. **માધવસીંગજીની** વફાદારીથી તેને બુંદીમાં સારી જાગીર મળી, પરન્તુ ત્યાંની રાણીની ઇર્ષ્યાથી તેણે બુંદી પણ છોડયું અને કોટામાં વાસ કર્યો. કોટામાં તેણે ઠેઠ દિલ્હી સુધી નામના ફેલાવી. તેને આઠ પુત્રો હતા તેમાંનો **મદનસીંગજી** કોટાની નોકરીમાં ચાલુ રહ્યો. તેનો પૌત્ર તે આપણી આખ્યાયિકાનો નાયક **જાલમસીંગ** **વઢવાણના** ઠાકોર **રાજજીની** પાંચમી પેઢીએ થયો હતો. **જાલમસીંગના** પૌત્ર **પૃથ્વીસીંગજીએ** કોટાથી જૂદા પડી **ઝાલરાપાટણનું** જૂદું રાજ્ય સંવત ૧૯૦૨ માં સ્થાપેલું તે રાજ્ય આજે વિદ્યમાન છે.

**જાલમસીંગ** ઉમેદસિંહનો રક્ષક થયો ત્યાંસુધી તે સેનાની વ્યવસ્થા જ કરતો, પરન્તુ ત્યારપછી તેને રાજ્યનાં દિવાની–ફોજદારી કામો પણ સંભાળી લેવાં પડયાં. થોડા સમયમાં જ **જાલમસીંગનો** સીતારો એકાએક ચડતો થતો જોઇને અને રાજ્યમાં તેને સર્વોપરિ થએલો જોઇને અનેક સરદારો તેની ઇર્ષ્યા કરવા લાગ્યા. તેને ફસાવવાનાં, મારી નાંખવાનાં, તેને હલકો પાડવાનાં અને રાજ્યમાંથી નસાડવાનાં અનેક કાવતરાં થવા લાગ્યાં. ઉમેદસિંહનો કાકો **સ્વરૂપસિંહ** અને ઉમેદસિંહનો દૂધભાઈ **જશકરણ** તેમાં અગ્રેસર થયા હતા. ઇતિહાસમાં નોંધાએલી વાત એવી છે કે **જાલમસીંગ** સામે કોટામાં એકંદરે અઢાર કાવતરાં રચાયાં હતાં!

જાલમસીંગ જેવો શૂરો હતો તેવો જ ચતુર રાજનીતિ-નિપુણ અને કૂટનીતિજ્ઞ પણ હતો. તે સહજમાં કોઇનો વિશ્વાસ કરતો નહિ, છતાં કોઈ વાર ફસાઈ જતો અને તેમાંથી જો બહાદુરીથી છટકાય નહિ તો કપટકળાથી છટકવા પણ યત્ન કરતો. છતાં અનુકૂળ દૈવે પણ તેને કેટલીક વાર બચાવી લીધો હતો.

તે હોશિયાર તિરંદાજ હતો અને ખડ્ગયુદ્ધમાં તેની બરાબરી કોટામાં કોઇ પણ કરી શકતું નહિ. જ્યારે ઉમેદ-સિંહના રક્ષક તરીકેનો ભાર તેને શિરે આવ્યો ત્યારે તે માત્ર ૨૧ વર્ષની વયનો હતો.

(૨)

રાત્રિનો સમય હતો. જાલમસીંગની ડહેલીમાં એક દીવી ઉપર દીવો બળી રહ્યો હતો અને બે-ત્રણ રાજપૂતો કાંઈ વાતચીત કરતા વખત ગાળી રહ્યા હતા. એટલામાં એક જુવાન રાજપૂત ડહેલીમાં આવ્યો અને પેલા રાજપૂતોને પૂછવા લાગ્યો: “ જાલમસીંગજી સરદાર ક્યાં છે ? ”

પેલા ત્રણે રાજપૂતો તેને ક્ષણભર નખથી શિખા સુધી જોઇ રહ્યા. તે વીસેક વર્ષનો તરૂણ રાજપૂત દેખાતો હતો. તેની કમરે તલ્વાર લટકતી હતી. માથે મોટી મંદીલ બાંધી હતી. કપડાં ભભકાદાર હતાં. પેલા ત્રણે રાજપૂતોને તે કોઇ નવો માણસ લાગ્યો એટલે તેણે પૂછેલા પ્રશ્નનો જવાબ આપતાં તેઓ અચકાયા. તેમાંના એકે આગન્તુક જુવાનને સામો પ્રશ્ન કર્યો: “ તમે કોણ છો ? સરદારનું તમારે શું કામ છે ? ”

જુવાને જવાબ આપ્યો: "હું રાજપૂત છું. મારવાડનો જ વતની છું. મારે જે કાંઈ કામ છે તે હું જાલમસીંગજીને જ કહેવા ઇચ્છું છું."

"તો સ્હવારે આવજો; અત્યારે સરદાર તમને નહિ મળે."

"પણ તે ઘરમાં છે કે નહિ?"

"ઘરમાં તો છે."

એ જવાબ સાંભળતાં જ જુવાન ડહેલીની અંદર આવવા લાગ્યો એટલે પેલા ત્રણે રાજપૂતોએ તેને અટકાવ્યો અને કહ્યું: "ભલા માણસ! તમને સ્હવારે આવવાનું કહીએ છીએ તે સાંભળતા નથી?"

"પણ મારે તેમને અત્યારે જ મળવું છે."

"તો જરા થોભો; હું બાપુને ખબર આપું; તે હા પાડે તો ભલે તમે જાઓ." એક રાજપૂત અંદર ચાલ્યો અને ઓસરીમાંની સીડી પર થઇ મેડી પર ગયો. જાલમસીંગ અત્યારે એક પિત્તળની દીવી પર બળતા દીવા પાસે બેસી કાંઈ કાગળ વાંચતો હતો. રાજપૂતે તેની પાસે જઇને ખબર આપ્યા: "બાપુ! કોઇ અજાણ્યો રાજપૂત છોકરો તમને મળવા આવ્યો છે અને કહે છે કે મારે અત્યારે જ મળવું છે."

"ક્યાંનો છે? એકલો છે? તેને શું કામ છે?" જાલમસીંગે એકી સામટા ત્રણ પ્રશ્નો પૂછ્યા. પોતાને શિરે અનેક કાવતરાં રચાય છે, પોતાને ફસાવવાની બાજીઓ ખેલાય છે એ જાલમસીંગ જાણતો હતો એટલે તે બહુ

સાવધાનીથી વર્તતો હતો. તેના અંગરક્ષકો પણ તેની એ સ્થિતિથી વાકેફ હતા એટલે તેઓ હમેશાં સાવધ જ રહેતા.

રાજપૂતે જવાબ આપ્યો: "એકલો છે અને માર-વાડનો જ છે, પણ કહે છે કે મારે જે કાંઇ કામ છે તે હું જાલમસીંગને જ કહેવા ઇચ્છું છું."

"ભલે ત્યારે, આવવા દે."

જાલમસીંગે પોતાના હાથમાંનો કાગળ ગાદી તળે દબાવીને મેલ્યો. દીવીને એક ખૂણામાં મૂકી, ખીંટી પર ભેર-વેલી તલ્વારને મ્યાનમાંથી કાઢી તકીયાની પાછળ છુપાવી. પછી તે સ્વસ્થ થઇને તકીયાને અઢેલીને મૂછો આમળતો બેઠો.

થોડી વાર થઇ અને જુવાન રાજપૂત આવ્યો. "રામ રામ સરદાર!" કહેતો જ તે ઓરડામાં પેઠો. "રામ રામ!" કહેતો જાલમસીંગ ઊભો થયો અને તેને રજવાડી રીત મુજબ ભેટવાને તેણે પોતાના બાહુ પહોળા કર્યા, પરન્તુ જુવાન રાજપૂતે તો પોતાનો હાથ જ લંબાવ્યો એટલે જરા આશ્ચર્ય પામીને જાલમસીંગે પણ પોતાનો હાથ લંબાવી–હાથ મેળવી તેનો સત્કાર કર્યો અને ગાદી પર બેસાડ્યો.

તુરત જ જાલમસીંગે પ્રશ્ન કર્યો: "ક્યાંથી આવો છો તમે?"

"મને ઓળખો છો સરદાર?"

જાલમસીંગ તેના મ્હોં સામે તાકી રહ્યો, પણ તેને ઓળખી શક્યો નહિ. તે બોલ્યો: "કાંઇ ઓળખાણ પડતી નથી."

"યાદ છે, આપણે કૈલવાડામાં મળેલા?"

કૈલવાડામાં ? કૈલવાડે હું પાંચેક વર્ષથી ગયો નથી. કૈલવાડા જીત્યું ત્યારે હું ત્યાં ગએલો. ”

“ ત્યારે જ આપણે કૈલવાડાના ઠાકોરના રાજગઢમાં મળેલા. ” જુવાને જવાબ આપ્યો.

જાલમસીંગે સ્મરણશક્તિનો તીવ્ર કરવા યત્ન કર્યો પણ તેને કાંઇ યાદ આવ્યું નહિ. તે બોલ્યોઃ “ તે વખતે તમે બહુ નાના હશો એટલે તમને ઓળખી શકતો નથી. પણ તમે ઠાકોરના કુંવર તો નહિ, ઠાકોરને એકકે કુંવર જ નહોતો. ”

“ વાહ સરદાર! મારી મેનાને તમે તમારા તીરથી મારા હાથમાંના પીંજરાના સળીયામાંથી આરપાર વીંધી નાંખી હતી તે ભૂલી ગયા ? ”

જાલમસીંગ ચમક્યોઃ “ ઓહો ! ત્યારે તો તમે તેમનાં કુંવરી ! ” તે હસીને બોલ્યોઃ “ ત્યારે શું તમે એ મેનાનું વેર લેવા આવ્યાં છો ? ”

“ વેર ? જો મારે વેર લેવું હોય તો એકલી મેનાનું જ શામાટે લઉં ? મારા પિતાનું રાજ્ય તમે જીતી લીધું તેનું વેર ન લઉં ? ” કુંવરી બોલી.

“ ત્યારે તમે આ વેશબાદલો કરીને રાત્રિને સમયે મારી પાસે કેમ આવ્યાં છો ? ”

“ સરદાર ! જ્યારથી તમારી એ નિશાન તાકવાની ચતુરાઇ મેં જોઇ ત્યારથી હું તમારા પર દિવાની થઇ છું ! ”

“ હેં ! ”

“ હા, તમારી આશા પાછળ હું આજસુધી કુંવારી

રહી છું; આજસુધી તમને મળવાને ભાગ્યશાળી થઇ નહિ. આજે હું કૈલવાડાથી ગુપ્ત રીતે નાસીને આવી છું."

"ઓહો ! આવડું મોટું સાહસ ?"

"હા, તે તમારા માટે; સરદાર! આ મારા હાથને સ્વીકારીને તમે મારા જીવનને સફળ કરો !"

"કુંવરી ! તમારૂં નામ મને યાદ નથી આવતું–"

"ફુલાંદે મારૂં નામ!"

"ફુલાંદે ! તમારો હાથ મારાથી સ્વીકારી શકાય તેમ નથી; મારે પત્ની છે."

"તે હું જાણું છું: સરદાર! ક્ષત્રિયો બે સ્ત્રી પરણી શકે છે."

"પણ...પણ...ફુલાંદે ! તમારો પ્રેમ..." જાલમસીંગ આગળ ન બોલી શકયો.

"મારો પ્રેમ ? જાલમસીંગજી ! તમારી આશા પાછળ મેં માતા–પિતાની આજ્ઞાની અવગણના કરી છે, તમારી ખાતર હું કોટામાં એક માત્ર દાસીની સાથે આવી રહી છું. તમારી ખાતર મેં બીજા કોઈની ચુંદડી ઓઢી નથી. તમારા નામને જાપ જપતાં પાંચ વર્ષ મેં ઉદ્વેગમાં ગાળ્યાં છે. હજી શું મારા પ્રેમની વિશેષ પ્રતીતિ જોઇએ છે ?"

"તમારી ટેકને ધન્ય છે! કુંવરી! પણ બહુ ખેદથી મારે તમને નિરાશ કરવાં પડે છે !"

"સરદાર ! આ તમે શું બોલો છો ? ઝાલા રજપૂતને શું મારા જેવી બાળાના હૃદયની પિછાણ પડતી નથી ?"

"ફુલાંદે ! સાંભળો, મારા દિલની વાત કહું. તમે

મારા શત્રુનાં કુંવરી છો; કૈલવાડા મેં જીત્યું ત્યારથી નરવાર રાજવંશનો હું શત્રુ થયો છું; શત્રુની કન્યાને હું કેમ પરણું?"

"થઈ ચૂક્યું, સરદાર !" ફુલાંદે એકદમ ઉઠી અને બોલી: "તમને મનુષ્યની પરીક્ષા જ નથી. પણ કાંઇ નહિ. વખત આવ્યે હું જ તમને પરીક્ષા કરતાં શીખવીશ !"

ફુલાંદે ચાલી ગઈ.

( ૪ )

બે વર્ષ વીતી ગયાં.

જાલમસીંગના કાવતરાખોર શત્રુઓમાંનો એક મહારાવ ઉમેદસિંહનો કાકો સ્વરૂપસિંહ હતો. જાલમસીંગને જાણ થઇ કે ફુલાંદે સ્વરૂપસિંહની ડહેલીની પાસે જ એક ભાડાના મકાનમાં રહેવા લાગી હતી અને સ્વરૂપસિંહને ત્યાં આવજા કરતી હતી. સ્વરૂપસિંહની પુત્રી સાથે તેણે સહીપણું બાંધ્યું હતું, એટલે તે ઘણી વાર સ્વરૂપસિંહના અંતઃપુરમાં જતી. આ બધી બાતમી જાલમસીંગને મળ્યા કરતી. શત્રુની પુત્રીને નહિ પરણવાનો પોતાનો નિશ્ચય તેને ડહાપણભર્યો લાગતો હતો.

આવતી કાલે ઉમેદસિંહના રાજ્યાભિષેકના દિવસની તિથિ હતી, તેથી મોટો દરબાર ભરાવાનો હતો. દરબારમાં રાજ્યના સરદારો ભાયાતો અને તાબાના ઠાકોરો મહારાવને નજરાણું કરતા અને મહારાવ તરફથી તેમને સામો શિરપાવ મળતો. આ શિરપાવની વ્યવસ્થા જાલમસીંગ અગાઉથી જ કરી રાખતો, એથી બીજા કોઇને કશી ચિંતા કરવાનું કારણ રહેતું નહિ; છતાં આગલી રાત્રે અંતઃપુરમાંથી રાજમાતાનું કહેણ આવ્યું કે–રાજમાતા તમને શિરપાવ સંબંધી કાંઇ વાતચીત કરવા બોલાવે છે. એક પ્રહર રાત્રિ ગઇ હતી,

છતાં જાલમસીંગને રાજમાતાના કહેણુને માન આપવું પડયું.

તે પોતાની સાથે એક અંગરક્ષકને લઇને ચાલ્યો. અંગરક્ષકને બહાર દોઢીપર બેસાડીને તે અંદરના ભાગમાં ચાલ્યો. અંતઃપુરમાં પુરૂષોને તથા આગંતુકોને મળવા માટે અધવચના ભાગમાં એક જૂદો ખંડ રાખવામાં આવે છે. એ ખંડની આગળ પુરૂષો જઈ શકે નહિ કારણકે તેથી રાજવંશની મર્યાદા જળવાય નહિ. જાલમસીંગ એ ખંડમાં જઇને ઊભો પણ નવાઇની વચ્ચે તેણે જોયું કે ત્યાં કોઇ નહોતું ! કોઈ દાસી પણ તેના જોવામાં આવી નહિ કે જેની સાથે પોતાના આગમનનો સંદેશો તે રાજમાતાને કહાવે. કિંકર્તવ્યવિમૂઢની પેઠે આમતેમ જોતો તે ઊભો એટલામાં પાછળથી તેની ભેઠ પર કોઇએ હાથ નાંખી તેમાંથી કટાર ખેંચી લીધી અને અન્ય કોઇએ કમરે લટકતી તલ્વાર મ્યાનમાંથી ખેંચી લીધી ! આ ક્રિયા એક જ ક્ષણમાં થઈ અને જાલમસીંગ નિઃશસ્ત્ર બની ગયો. એ કાર્ય કરનાર કોણ છે તે જોવાને તે દૃષ્ટિ ફેરવે એટલામાં તેણે પોતાની દૃષ્ટિ સામે વીસેક દાસીઓને ખુલ્લી તલ્વારે ઊભેલી અને પોતાને ઘેરી વળતી જોઇ ! !

પોતાનો જાન લેવાને આ કાવતરૂં રચાયું છે એમ સમજતાં જાલમસીંગને વાર ન લાગી. સશસ્ત્ર વીસ સ્ત્રીઓની વચ્ચે ઘેરાએલો પોતે નિઃશસ્ત્ર શું કરી શકે ? પોતાની વીરતા તેને એ વખતે નકામી લાગી. તે નિરાશ બની ગયો. તેણે એ બધી સ્ત્રીઓને પૂછ્યું: “ તમે કોણ છો ? આ શું કરો છો ? ”

“ અમે જમનીઓ છીએ, જાલમ ! હવે પ્રભુને સંભારી લે ! ” એક દાસીએ તેને પ્રકટ રીતે સંભળાવી દીધું.

"તમારે મારો જીવ જોઇએ છે? પણ ના, મારો જીવ તમારે તો નહિ જોઇતો હોય; મેં તમારો શો વાંક કર્યો છે કે તમને મારો જીવ જોઇએ? જીવ લેવા મોકલનાર બીજું કોઇ હશે; મને માર્યા અગાઉ તમે એટલુંતો કહો કે કોના કહેવાથી તમે મારો જીવ લેવા ઇચ્છો છો?"

"તે જાણીને તું શું કરવાનો છે? તું કાંઈ અહીંથી થોડો જ જીવતો જવાનો છે?"

જાલમસીંગ નિરાશ થઈ ગયો. રાજ્યનો સેનાપતિ અને મહારાવનો રક્ષક, તેની અત્યારે વિલક્ષણ દશા બની ગઈ. આજે આ દાસીઓ તેને તું–તાંથી બોલાવતી હતી, પણ તે શું કરે? સાપણોથી ઘેરાએલા કૂવાના દેડકા જેવી તેની સ્થિતિ હતી.

એક દાસીએ તેને પૂછ્યું: "હેં જાલમ! તું મોટો પરાક્રમી કહેવાય છે, ત્યારે આ બે દાસીઓએ તારી તલ્વાર અને કટાર ખુંચવી લીધી ત્યારે તારૂં પરાક્રમ ક્યાં ગયું હતું?"

બીજી દાસીએ તેને કહ્યું: "સાચું બોલજે જાલમ! આજસુધીમાં તેં કેટલાં માણસોનાં માથાં કાપ્યાં છે?"

"હા, એ બધું પાપ સંભારીને અત્યારે પ્રભુની ક્ષમા માંગી લે, એટલે પછી અમે અમારૂ કામ પૂરૂં કરી નાંખીએ." ત્રીજી દાસી બોલી.

આ રીતે તેની હાંસી અને તિરસ્કાર થતાં હતાં પણ તે બધું જાલમસીંગ સહી રહ્યો હતો. આમાંથી બચી જવાની કોઇ પણ બારી તેને સૂઝતી નહોતી. તે બોલ્યો: "જો તમે મને જીવતો જવા દો, તો હું તમને દરેકને એક એક ખરા મોતીની માળા બક્ષીસ આપું!"

"અરે મૂર્ખ! તું કોને સમજાવે છે? તું આજે જીવતો જાય એટલે કાલે અમારૂં મોત જ થાય! માળાને બદલે તો તું અમારા નીમાળા ખેંચી છે એ અમે જાણીએ છીએ તો!"

"ઓ ઇશ્વર!" જાલમસીંગે નિઃશ્વાસ નાખ્યો.

એટલામાં એક કારમો બનાવ બન્યો. ઓરડાનું બારણું ધકેલતી એક સ્ત્રી અંદર ધસી આવી. તે સ્વરૂપવતી હતી અને ભભકાદાર વસ્ત્રાલંકારો તેણે ધારણ કર્યાં હતાં. તે એકદમ જાલમસીંગની સામે જઇને ક્રોધપૂર્વક બોલીઃ "અરે લુચ્ચા! તું અંતઃપુરમાં કેમ આવ્યો છે? આ માર્ગે જ અહીંથી ચાલ્યો જા, હરામખોર!"

એ સ્ત્રીના રૂઆબભર્યા શબ્દો અને તેનો દમામ જોઇને દાસીઓ જરા ખસી ગઈ અને જાલમસીંગ તત્ક્ષણ વિદાય થઇ ગયો! દાસીઓને લાગ્યું કે તે બાઇ રાજમાતાની કોઇ સખી હોવી જોઇએ. તેની સામે બોલવાની કે જાલમ-સીંગને જતો અટકાવવાની તેમને શુદ્ધિ જ ન રહી. તલ્વારો તો તેમના હાથમાં જ સ્થિર થઇ રહી અને જાલમસીંગ જીવ લઇને ત્યાંથી નીકળી પડ્યો.

( ૪ )

મૃત્યુમાંથી ઉગરીને જાલમસીંગ સીધો ઘેર આવ્યો અને હજી તો તે પોતા ઉપરથી પસાર થએલી આપત્તિનો વિચાર કરતો જ બેઠો હતો, એટલામાં તેનો અંગરક્ષક ખબર લાવ્યોઃ "બાપુ! તે દિવસે જે રાજપૂત જુવાન આવ્યો હતો તે ફરીથી આપને મળવા આવ્યો છે."

" એ જ જુવાન ! હા, હા, તેને સત્વર આવવા દે ! "

પૂર્વવત પુરૂષના જ પોષાકમાં ફુલાંદે આવી અને જાલમસીંગ દોડતો તેને ભેટી પડ્યો ! " ફુલાંદે ! આજે તો તેં મને મોતમાંથી ઉગાર્યો ! "

" મારા હૃદયની હવે પરીક્ષા પડી ? "

" હા, અત્યારથી તું મારી ગૃહદેવી થઇ, ફુલાં ! પણ શું આ કાવતરૂં સ્વરૂપસિંહનું જ હતું ? "

" હા, હું તે અગાઉથી જાણી ચૂકી હતી. તમારી ઉપર ભમતી કાવતરાની જાળને હું ક્યારથી જાણી ચૂકી હતી. તેમાંથી તમને બચાવવા માટે જ મેં સ્વરૂપસિંહના ઘરનો પરિચય બાંધ્યો હતો અને હું તેની પુત્રીની સખી બની હતી. આજનું કાવતરૂં મેં જરા મોડું જાણ્યું, નહિતો મેં તમને અંતઃપુરમાં જતાં જ રોક્યા હોત ! "

" ફુલાં ! તારો દમામ જોઇને જ હું તો છક થઈ ગયો હતો ! એ દમામે જ દાસીઓને તલ્વાર ચલાવતાં રોકી અને મને છૂટવાની તક મળી. હુ તારો કેટલો આભાર માનું ! "

" મારો નહિ પણ મારા હૃદયમાં વિરાજતા મૂર્તિમંત પ્રેમનો આભાર માનો, સરદાર ! "

" ખરે, એ પ્રેમનો ખ્યાલ મને મોડો આવ્યો. તેં જ મને તારા હૃદયની પરીક્ષા કરતાં શીખવ્યું; પ્રેમપરીક્ષાના વિષયમાં તું મારી ગુરૂ અને હું તારો શિષ્ય, ફુલાં ! "

બીજા દિવસના પ્રભાતમાં રાજગઢમાં મહારાવ ઉમેદસિંહના રાજ્યાભિષેકની તિથિનિમિત્તે ઉત્સવ ઉજવાયો અને જાલમસીંગની ડહેલીએ જાલમસીંગ તથા ફુલાંદેના લગ્નનાં ધવલમંગળ ગવાવા લાગ્યાં.

# અક્કલનો સોદો !

(૧)

મુંબઈના જાણીતા વેપારી ગીરધરદાસ શેઠ અને કલકત્તામાં પોતાની પેઢી ધરાવતા કરમચંદ શેઠ બેઉ અમદાવાદના વતની હતા અને બાળમિત્ર તથા સહાધ્યાયી હતા. ગીરધરદાસ શેઠે મુંબઈમાં કેટલીક મીલોના કાપડની એજન્સી રાખી હતી અને તે જથાબંધ કાપડ ખરીદી વેચતા તેમ જ બહારગામ આડતીયાને વેચવા મોકલતા: ત્યારે કરમચંદ શેઠે કલકત્તામાં જથાબંધ દેશી–પરદેશી કાપડ વેચવાની પેઢી કાઢી હતી; એટલે બેઉ મિત્ર વેપારીઓ વચ્ચે આડતીયા તરીકેનો સારો સંબંધ કેટલાક વખતથી બંધાવા પામ્યો હતો. બેઉ વેપારીઓએ ઘણાં વર્ષોના નિવાસથી હવે તો પોતાનાં ઘર જ જાણે પરદેશમાં કર્યાં હોય એમ જણાતું હતું. ગીરધરદાસ શેઠ તો પોતાના વતન અમદાવાદમાં વર્ષે–બે વર્ષે પણ આવતા, પરંતુ કરમચંદ શેઠે તો ૨૦–૨૨ વર્ષથી કલકત્તાની બહાર પગ જ મૂક્યો નહોતો, તો પછી અમદાવાદ આવવાની કે પોતાના મિત્ર અને આડતીયા ગીરધરદાસ શેઠને મળવાની તો વાત જ શી ? દુકાનના કામકાજને અંગે ગુમાસ્તા બહારગામ જતા આવતા, પરન્તુ કરમચંદ શેઠ તો કદી બહાર નીકળતા જ નહિ. છેલ્લાં થોડાં વર્ષોથી કરમચંદ શેઠની તબીયત જરા નબળી રહેતી, એ પણ તેમની સ્થિરતાનું એક કારણ હતું.

એક દિવસ કરમચંદ શેઠનો પત્ર ગીરધરદાસ શેઠ ઉપર આવ્યો. તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

શેઠ શ્રી ગીરધરદાસ હરકીસનદાસ મુ. મુંબઈ. જોગ શ્રી કલકત્તાથી લી. કરમચંદ કકલભાઈ મારફતીયાના જેગોપાળ વાંચશો.

વિશેષ વિનંતિ કે એક ખાનગી અને નાજુક બાબતમાં આપને તસ્દી આપવા માટે આ પત્ર લખ્યો છે તો તે માટે માફ કરશો. આપનો અને મારો પરસ્પર આડતીયા તરીકેનો સંબંધ છે, તે કરતાં પણ વિશેષ આપણી વચ્ચે બાળ-મિત્રતાનો સંબંધ છે, અને તેથી આવું નાજુક કામ હું આપને વિશ્વાસે મૂકવાની હિંમત ધરી શકું છું અને મને આશા છે કે આ બાબત ગુમાસ્તાને કે બીજા કોઇને નહિ સોંપતાં આપ જાતે તસ્દી લઇને મારૂં આટલું કામ કરશો.

આપ જાણો છો કે મારી ઉતરતી વયે મને એક પુત્ર થયો છે અને તે મારો એકનો એક ખોટનો દિકરો છે. આ દિકરો હોશિયાર અને સારી આશા આપનારો જણાવાથી મને પૂરી આશા હતી કે મારી પછી તે પેઢીનો વહીવટ બરાબર ચલાવીને મારૂં નામ રાખશે; પરન્તુ ભાઈ ગીરધર-દાસ ! નસીબ બે ડગલાં આગળનું આગળ છે. ખોટનો છોકરો છે પરન્તુ હવે મારાથી કહી દેવાય છે કે એ કરતાં તો હું વાંઝીયો રહ્યો હોત તો સારૂં હતું.

વાત એવી છે કે મારા નટવરની ઉંમર વીસ—એકવીસ વરસની છે. નિશાળ તો એણે છોડી છે જ, પરન્તુ કર્મ-ધર્મ-સંયોગે લીલાવતી નામની એક ગુજરાતી બાઈ સાથે તેની ઓળખાણ થઈ. આ બાઈ વિધવા છે અને તે બહુ જ

ગરીબ હોવાથી અહીંના એક જમીનદારની પુત્રીને હાર્મોનિયમ બજાવતાં શીખવીને પોતાનો ઉદરનિર્વાહ કરે છે. એકાએક મારા નટવરનો તેના ઉપર પ્રેમ જડાયો ! પહેલાં તો મેં એ વાત તરફ આંખમીંચામણાં કર્યાં મેં ધાર્યું કે, હશે, હજી બાળક છે; જરા ઘડાશે એટલે એની મેળે ઠેકાણે આવશે. પરન્તુ હું મારી ધારણામાં નિરાશ થયો છું. મારા જાણવામાં એવું આવ્યું કે નટવરનો વિચાર એ લીલાવતી સાથે લગ્ન કરવાનો, એટલે કે પુનર્લગ્ન કરવાનો છે ! અમારા કુટુંબમાં હજીસુધી કોઈએ આવું દુષ્ટ કામ કર્યું નથી, અને આ એકનો એક છોકરો આવું કરે તો મારૂં આખું કુટુંબ કલંકિત થાય, એટલું જ નહિ પણ ન્યાત-જાતમાં હું મ્હોં પણ બતાવી શકું નહિ. આથી મેં નટવરને મારી પાસે બોલાવીને તેને સારી પેઠે ધમકાવ્યો અને એટલેસુધી કહ્યું કે જો તું એ રાંડના ફંદમાં પડીશ તો હું તને ઘરની બહાર કાઢી મૂકીશ અને મારી મીલકતમાંથી એક કોડી પણ તારા હાથમાં આવવા દઈશ નહિ.

તમારા લક્ષમાં આવ્યું જ હશે કે હું ફક્ત તેને ધમકાવવાને જ એ પ્રમાણે બોલ્યો હતો. નટવર મારી પાસે કશું બોલ્યો નહિ; પરન્તુ બીજે દિવસે જ તે અને લીલાવતી એકદમ અદૃશ્ય થઈ ગયાં ! મારી ખાત્રી છે કે લુચ્ચી લીલાવતીએ જ તેના ઉપર ભુરકી નાંખીને તેને ઘર છોડાવ્યું હોવું જોઇએ. મેં તુરત જ તેમની તપાસ ચલાવવા માંડી તો કેટલેક દિવસે મારા જાણવામાં એવું આવ્યું છે કે તે બેઉ જણાં મુંબઈના "સુખનિવાસ ગૃહ"માં ઉતર્યાં છે અને સંસાર-સુધારકોની મદદથી પુનર્લગ્ન કરવાનાં છે.

એક મહિનાથી હું સંધીવાથી બહુ પિડાઈ રહ્યો છું અને એટલો હેરાન થઉં છું કે પત્ર લખવાની પણ મારા શરીરમાં તાકાત રહી નથી. આ પત્ર પણ હું ગુમાસ્તા પાસે લખાવું છું. હું પોતે જ તેની પાછળ મુંબઈ દોડયો આવત, પરન્તુ મારી અત્યારે આ સ્થિતિ હોવાથી મારાથી કશું જ બની શકતું નથી, અને તેથી વળી મારા મનનો ઉદ્વેગ વધી ગયો છે. કૃપા કરીને તમે મારા પુત્રને મળજો, તેને શિખામણના બે શબ્દ સંભળાવજો અને કુળને બટ્ટો લાગે એવું કામ કરતાં તેને રોકજો. પેલી લુચ્ચીએ તો કેવળ મારા પૈસા હાથ કરવાની જ દાનતથી આ તરકટ કર્યું હોય તેમ લાગે છે, તો તેને પણ કહી દેજો કે મારો નટવર જો એ રાંડની સાથે પુનર્લગ્ન કરશે, તો હું તેનું મ્હોં પણ જોઈશ નહિ. કદાચ સીધી રીતે એ રાંડ માને નહિ અને કાંઈ પૈસાની લાલચ દેવાથી એ નટવરનો પીછો છોડે તો તેમ કરવાની પણ તમને મારી તરફથી પરવાનગી છે. બે-પાંચ હજાર રૂપિયા ખર્ચતાં પણ જો મારો એકનો એક દિકરો પાછો ઘેર આવે અને કુળકલંકમાંથી બચી જવાય તો હું ગંગા નાહ્યો. હવે આ બાબતમાં તમને કાંઈ વધારે સૂચના કરવાની જરૂર નથી. હું તમને ઘરના માણસ જેવા માનું છું અને તમે જે કાંઈ વ્યવસ્થા કરશો તે મને કબૂલ છે. મને પૂરી આશા છે કે મારી આબરૂ રાખવાને તમે જાતે આટલી તસ્દી લેશો. દુકાનનાં માણસો પણ આ વાત ન જાણે તો વધારે સારૂં. જો તેમનું લગ્ન થઈ જશે તો પછી આપણા હાથમાં કાંઈ ઉપાય નહિ રહે, માટે એક ક્ષણનો વિલંબ નહિ કરતાં આ બાબત તજવીજ કરશો. એ જ

સંવત ૧૯૭૯ના ફાગણ વદ ૩. લી. કરમચંદ કકલભાઈ મારફતીયા, દા. હીરાચંદ.

તા. ક. આ સાથે નટવર અને લીલાવતીના ફોટા બીડ્યા છે, તે ઉપરથી તેમને ઓળખવાનું આપને ઠીક પડશે.

પત્ર વાંચીને ગીરધરદાસ શેઠને બિચારા કરમચંદની દયા આવી. છોકરાની આવી વર્તણુકથી તેના બાપને કેટલું દુઃખ થયું હશે, તેનો વિચાર કરીને તે ઉઠ્યા અને ગુમાસ્તા પાસે પોતાની ગાડી મંગાવી. 'બિચારો કરમચંદ જુના જમાનાનો માણસ છે, તેના ઉપર આ કેવી આફત!' એવું બડબડતાં તેમણે તીજોરીમાંથી નોટોનો એક ચોડો કાઢી ગજવામાં નાંખ્યો અને ગાડીમાં બેસી 'સુખનિવાસ ગૃહ' તરફ ગાડી હંકાવી.

(૨)

'સુખનિવાસ ગૃહ'માં જઈને ગીરધરદાસે તપાસ કરી કે કલકત્તાથી નટવરલાલ કરમચંદ મારફતીયા અને લીલાવતી નામનાં કોઇ બે માણસો આવીને ઉતર્યા છે કે નહિ? ગૃહના મેનેજરે જણાવ્યું કે એ નામનાં કોઇ માણસો જ ગૃહમાં નથી, પરન્તુ ગઈ કાલે કલકત્તાથી કેશવલાલ નામના ગૃહસ્થ પોતાની સ્ત્રી સાથે આવીને ઉતર્યા છે. ગીરધરદાસ શેઠ મનમાં જ હસીને બોલ્યા: "લુચ્ચાએ નામ પણ બદલી નાંખ્યું જણાય છે, પરન્તુ એને ખબર નથી કે તારા કરતાં મેં ત્રણગણી દિવાળીઓ જોઇ છે, એટલે મારી પાસે તારી કાંઈ હીકમત ચાલી શકવાની નથી."

ગીરધરદાસ શેઠ જે ઓરડીમાં કેશવલાલ ઉતર્યો હતો, તે ઓરડી તરફ ચાલ્યા. ઓરડી પાસે જઇને તેમણે બારણું ખખડાવ્યું. અંદરથી બ્હીતાં બ્હીતાં કોઇ બોલ્યું: "કોણ છે?" અને તુરત જ બારણું ઉઘડ્યું. ગીરધરદાસે અંદર જઇને જોયું તો બેઉ જણાંને જોયાં! ફોટોગ્રાફ ઉપરથી તેમના ચહેરા પણ શેઠે ઓળખી લીધા!

"બરાબર સપડાયાં છે!" એવું પોતાના મનમાં જ બોલીને ગીરધરદાસે નટવરની સામે જોઇ પૂછ્યું: "કેમ છે નટવરલાલ? કલકત્તાના શા ખબર છે? બાપાજી ખુશીમાં તો છે ને?"

નટવર એકદમ ચમક્યો અને અચકાતો બોલ્યો: "મા...મા...મારૂં નામ કેશવલાલ."

શેઠે હસતાં હસતાં કહ્યું: "મને ખબર છે ભાઈ! મારાથી કશું અજાણ્યું નથી. હું કાંઈ બાળક નથી." પછી લીલાવતી તરફ જોઇને શેઠે કહ્યું: "અને તું અહીં શું કરે છે? હાર્મોનિયમ શીખવવા આવી છે કે શું? મુંબઈમાં હાર્મોનિયમ શીખવનારા બહુ છે. માટે કોઇ બીજે ગામ જઇને ધંધો કરીશ તો ઠીક થઈ પડશે."

"તમે કોણ છો?" નટવરે ગુંચવાઇને ગીરધરદાસ શેઠ તરફ ચમત્કારિક રીતે જોતાં પૂછ્યું.

પોતાના ખિસ્સામાંથી કરમચંદનો પત્ર કાઢતાં શેઠે કહ્યું: "મારૂં નામ ગીરધરદાસ છે, અને મારા મિત્ર કરમચંદ શેઠનો આ પત્ર મને આજે જ મળ્યો છે, જે પત્રની સાથે તમારો બેઉનો ફોટો પણ છે. લો, જોઇ લો!"

પત્ર અને ફોટોગ્રાફો જોતાં જ નટવરની ખાત્રી થઈ કે હવે કાંઈ છૂપું રહી શકે તેમ નથી. તે બોલ્યો: "જુઓ, કાકાસાહેબ! અમારી બધી હકીકત તમે જાણી ચૂક્યા છો; પરન્તુ હવે અમારો સંબંધ તોડવાનો તમારો વિચાર હશે, તો તે વાત કેવળ અશક્ય છે! અમે બેઉ જણાં ઉમરે પહોંચેલાં છીએ—અમે કાંઈ સગીર નથી અને વળી એકમેક ઉપર અમારો પ્રાણાધિક પ્રેમ જડાયલો છે!"

લીલાવતી આ વખતે એક બાજુએ મ્હોં ફેરવીને આંસુ સારી રહી હતી. ગીરધરદાસ શેઠ ચતુર હતા. કેવે વખતે કેમ વર્તવું તે તે જાણતા હતા. તેમણે નટવરને ખૂબ શિખામણ આપી. પિતાનો પ્રેમ, પુત્રનું કર્તવ્ય, ફૂરમચંદની અત્યારની દુ:ખદ સ્થિતિ, પુત્ર સંબંધી ચિંતાથી તેમનો વધેલો ઉદ્વેગ, પિતાના આશીર્વાદથી જ પુત્રનું થતું કલ્યાણ, પિતાના શાપથી પુત્રની થતી દુર્ગતિ, એનું આબેહૂબ શબ્દચિત્ર તેમણે પોતાની વાણીદ્વારા આલેખ્યું.

ગીરધરદાસ શેઠ બહુ જ કોમળ વાણીથી અને ખરે-ખરી લાગણીથી ગદ્‌ગદ્ કંઠે બોલી રહ્યા હતા. તે સાંભળીને નટવરની આંખમાં પણ પાણી આવ્યું. આ બાજુએ લીલાવતી પણ રડી રહી હતી. તે ગદ્‌ગદ્ કંઠે બોલી: "શેઠજી! જો એ રીતે પિતા–પુત્ર વચ્ચે અણબનાવ થવાનો સંભવ હોય અને મારી ખાતર જ તેમ થતું હોય, તો હું એમ કરવા ઇચ્છતી જ નથી. મારા નસીબમાં જે કાંઈ હતું તે હું ભોગવું છું જ. બીજાના સુખમાં પત્થર નાંખવાની મારી ઈચ્છા જ નથી."

પરન્તુ નટવરને તે કબૂલ નહોતું! તે ડોકું હલાવતો બોલ્યો: "હવે એ કાંઈ બની શકે નહિ. આટલેસુધી આગળ વધીને શું હું તારૂં ગળું કાપવાનો ધંધો કરૂં? મારી ખાતર તેં તારો ધંધો છોડયો, મારી ખાતર તેં આબરૂની પરવા ન કરતાં એક સ્થળ ગુપચુપ છોડીને બીજે સ્થળે આવવાની તત્પરતા દર્શાવી, મારા પર વિશ્વાસ દર્શાવીને તેં ગેરઆબરૂ સ્વીકારી અને સર્વ રીતે તેં મારા ખોળામાં જ માથું મૂકી દીધું! હવે હું શું તને દગો દઉં? શું હું એટલો બાયલો બનું?"

ગીરધરદાસે કહ્યું: "ભાઈ નટવર! તારી ખાતર આ લીલાવતી બાઇએ ઘણું વેઠયું છે એ વાત ખરી છે, અને તારી ખાતર તેમણે પોતાની આબરૂની પણ દરકાર કરી નથી, તેમને નુકસાન થયું છે, તે મારા ધ્યાનની બહાર નથી. પણ હવે જો તું માને, તો તેનો નિવેડો કરવા પણ હું તૈયાર છું."

"એટલે?" નટવરે પૂછયું.

"એ બાઈ તારે આધારે રહીને ફસાયાં, તેમણે તેમનો ધંધો છોડયો, ગેરઆબરૂ સ્વીકારી, એ બધાનો વિચાર કરતાં તેમને હું પાંચસો–હજાર રૂપિયાની રકમ આપીશ, અને હું તેમનું મન મનાવીશ; પરન્તુ તું એક વાર તેને છોડવા કબૂલ થાય ત્યારે ને!"

લીલાવતી એકદમ બોલી ઉઠી: "અરે શેઠ! તમે મને કોણ સમજો છો? શું તમે એમ સમજો છો કે મેં પૈસા માટે પ્રેમ જોડયો હતો? શું હું બજારમાં બેસનારી—"

"નહિ, નહિ, નહિ, લીલાવતી બાઇ ! એમાં માઠું લગાડશો નહિ; પણ આ તો વ્યવહાર છે. તમને જે કાંઇ નુકસાન થયું છે તે મારા ધ્યાનમાં છે. તેમાં તમારો એકલાંનો વાંક નથી. વાંક નટવરનો પણ છે, એટલે નટવર કે તેનો પિતા તમને નુકસાનીની વાજબી રકમ આપવાને બંધાએલો છે. હજાર–પાંચસો તો નહિ પણ હું તમને રૂપિયા બે હજાર ખુશીથી આપું છું." એમ કહીને શેઠજીએ ગજવામાંથી નોટોનો થોકડો કાઢ્યો.

નટવર બોલ્યો: "હું આમાં વચ્ચે કાંઇ બોલી શકતો નથી. એક બાજુએ પિતા છે, બીજી બાજુએ પ્રેમિકા છે. લીલાવતી !" તે આંખમાં આંસુ આણીને બોલ્યો: "પ્રભુએ આપણો સંબંધ બંધાવાનું લખ્યું જ નહિ હોય, એટલે આજે આ સ્થિતિ આવી છે. બસ, પિતાજીની ખાતર હું તને વિનતિ કરીને કહું છું કે તું મને ભૂલી જા—"

"'ભૂલી જા' કહેવું સહેલું છે, આચરવું કઠીન છે, નટવરલાલ ! તમે આબરૂ ખોઇને બીજે ગામ જઈ પેટ ભરવાનો ધંધો શરૂ કરો તો તમને સમજાય કે જીવન કેટલું આકરૂં થઈ પડે છે." લીલાવતી બોલી.

"હું સમજ્યો, લીલાવતી બાઇ ! ચાલો, હું તમને ત્રણ હજાર રૂપિયા આપીશ, એમાંથી તમે આબરૂસર તમારૂં પોષણ કરી શકશો. લ્યો, આ કાગળ કલમ; લખી આપો કે હવે હું નટવર સાથે પુનર્લગ્ન કરીશ નહિ." ગીરધરદાસ શેઠે કહ્યું.

છતાં લીલાવતીનાં ડુસકાં તો ચાલુ જ હતાં. નટવરને તેની સ્થિતિની બહુ દયા આવી. તેણે શેઠને કહ્યું: "કાકા

સાહેબ! મારી એક વિનતિ સ્વીકારો. તમે પાંચ હજાર રૂપિયા તેને આપો; હું પણ પિતાજીને કહીશ કે ગીરધરદાસ શેઠે—"

"કબૂલ, ભાઇ! કબૂલ! ચાલોને તેમ તો તેમ!" ગીરધરદાસ શેઠે એકદમ કહ્યું: "એમ કરતાંએ ઝટ નિવેડો થતો હોય તો સારૂં."

"લીલાવતી!" નટવર બોલ્યો: "મારી અને તારી અત્યારસુધીની લાગણીની ખાતર હું તને વિનતિ કરૂં છું કે તું આ રકમ લઈને હવે મને છેવટને માટે ભૂલી જા."

"તમારી આજ્ઞા આગળ હું શું બોલી શકું? પણ નટવરલાલ! મારા જેવી બીજી કોઇ ભોળી સ્ત્રીને હવે કદી આમ ફસાવશો નહિ." એમ કહીને લીલાવતીએ ગીરધરદાસ શેઠે કહ્યા પ્રમાણે કાગળ ઉપર લખી આપ્યું. લીલાવતીએ અણમાનતે મને પાંચ હજાર રૂપિયા લીધા, તેણે તે ગણ્યા પણ નહિ અને પોતાની પથારી ઉપર ફેંક્યા.

પછી ગીરધરદાસ શેઠે શૂન્ય—મૂન્ય બેઠેલા નટવરના માથા ઉપર તેની ટોપી મૂકી અને ખુંટી પર ભેરવેલો તેનો કોટ તેની ખાંધપર મૂક્યો અને તેનું બાંવડું પકડીને ઓરડાની બહાર કાઢ્યો. તે ઓરડાની બહાર નીકળ્યો, તે જ ક્ષણે લીલાવતી દુઃખના ઉભરાથી ડુસકાં ભરતી પલંગપર પછડાઈ.

જાણે કે નટવરને શેઠ ખરેખર ખેંચી જતા જ હોય, તેમ તેમણે તેને જુલમથી ઘસડવા માંડ્યો અને પોતાની ગાડીમાં બેસાડ્યો. ત્યાંથી સીધો તેમણે તેને રેલ્વે સ્ટેશન ઉપર જ લીધો અને કલકત્તાની સેકંડ કલાસની ટીકીટ કઢાવી આપી સાથે સો રૂપિયા હાથખર્ચીના આપી, ગાડીમાં

ધકકેલી દીધો. ગાડી સ્ટેશન પરથી છૂટી ત્યાંસુધી **ગીરધર-**દાસ શેઠ પ્લેટફોર્મ છોડીને બહાર નીકળ્યા નહિ. ગાડી ચાલવા માંડ્યા પછી તેમણે કરમચંદ શેઠને નીચે મુજબ તાર કર્યો:

"બધી ગોઠવણ કરી છે. **નટવર**ને સમજાવીને આજની મેલ ટ્રેનમાં કલકત્તા તરફ રવાના કર્યો છે. વિશેષ ખુલાસો પત્રદ્વારા કરીશ."

( ૩ )

પોતાના મિત્રનું કામ પોતે સારી રીતે પાર પાડ્યું, એ વિચારથી **ગીરધરદાસ** શેઠને સંતોષ થયો. તેમણે કરમચંદ શેઠને તુરત જ સવિસ્તર પત્ર લખી નાંખ્યો અને આ કામમાં પોતે ખર્ચેલી રકમનો હિસાબ પણ લખી મોકલ્યો.

પાંચ–સાત દિવસ પછી કરમચંદ શેઠનો જવાબ આવ્યો. ભારે ઉત્કંઠાથી **ગીરધરદાસે** પત્ર ફોડીને વાંચવા માંડ્યો. તેમાં નીચે મુજબ લખ્યું હતું:

"પ્રિય મિત્ર **ગીરધરદાસ હુકમીસનદાસ** જોગ. મુ. મુંબઇ. કલકત્તાથી લી. કરમચંદ કકલભાઇ મારફતીયાના જેગોપાળ વાંચજો.

વિ. વિ. સાથે લખવાનું કે આપનો તાર અને પત્ર વાંચીને હું મોટી ગુંચવણમાં પડ્યો છું, કારણકે મારો **નટવર** તો અહીં મારી પાસે જ છે. તમારા પત્ર ઉપરથી જણાય છે કે તમને કોઈ હરામખોરોએ ફસાવ્યા છે અને તમારી પાસેથી નાણાંની મોટી રકમ ધૂતી લીધી છે. એક મહિનાથી **નટવર** કલકત્તાની બહાર જ ગયો નથી, **લીલાવતી** નામની કોઈ બાઇને તે ઓળખતો નથી અને મને બિલકુલ સંધીવા

પણ થયો નથી. લી. ફરમચંદ ફફલભાઈ બારફતીયા દ. પોતે.”

ગીરધરદાસ શેઠની આંખોમાં નવું તેજ આવ્યું ! તેમની કમરે ચસકો આવ્યો ! “ મારૂં આખું જીવન મુંબઈમાં ગયું અને શું હું ફસાયો ?” એ જ વિચાર તેમના વ્યવહારચાતુર્યને થયા કરતો હતો !

એટલામાં ટપાલમાં એક બીજો પત્ર આવ્યો હતો, તે તેમણે વાંચ્યો:

“ મી. ગીરધરદાસ હુરકીસનદાસ જોગ.

“ શેઠજી ! આજસુધીમાં આપે કાપડ–સૂતરના અનેક સોદા કર્યા હશે, પરન્તુ ‘અક્કલનો સોદો’ કર્યો નહિ હોય. આપના જેવા ઘરડા ધુવડમાં થોડી અક્કલની જરૂર છે એમ અમને જણાવાથી પાંચ હજાર રૂપિઆની અક્કલ અમે આપને વેચાતી આપી છે, તેનો જો કરકસરથી ઉપયોગ કરશો તો જીંદગીભર તે ચાલશે.

“ મને અને મારી પ્રિયાને તમે જે મદદ કરી છે, તે માટે હું આપનો બહુ જ આભારી છું. એ જ વિનતિ. મહેરબાની રાખો છો તેથી વિશેષ રાખજો.

લી. નટવરલાલ ઉર્ફે કેશવલાલ.

“ તા. ક. હું કલ્યાણને સ્ટેશને ઉતરીને પુનઃ પ્રિયાને મળવા ગયેલ હતો. આપે ઠેઠ કલકત્તા સુધીની ટીકીટના પૈસા ખર્ચી રેલ્વે કંપનીને મુફતની રળાવી તેથી મને આપના કરતાં વિશેષ દુઃખ થયું છે. આપની ઉદારતા માટે મારી પ્રિયા પણ આપને ધન્યવાદ આપે છે.”

# માયાવી સ્વર્ગ

(૧)

સુલોચના મરણપથારીએ પડી હતી. તે હવે ઝાઝા દિવસ કાઢે તેમ જણાતું નહોતું. તે કાંઈ વૃદ્ધ થઈ નહોતી—બહુ તો તેની વય પીસ્તાળીસ વર્ષની હશે, પરન્તુ વૃદ્ધાવસ્થા કરતાંયે વધારે દુર્બળ તેનું શરીર થઈ ગયું હતું અને તેથી જ તે મરવા પડી હતી. નિર્બળતા સિવાય બીજો કશો રોગ તેના શરીરમાં નહોતો. તેની પુત્રી સરસ્વતી તેના ખાટલાની ઈસ પકડીને કોઈ ઉંડા વિચારમાં નિમગ્ન બની બેઠી હતી. સુલોચના ખુલ્લી આંખે બારણા ભણી ટગર ટગર જોઈ રહી હતી.

"સરી! ભાઈ બહાર કેમ જાય છે?" પોતાના પુત્ર મુકુંદને કપડાં પહેરી ક્યાંય બહાર જતો ઓરડાના બારણામાંથી જોઇને સુલોચનાએ પોતાની પુત્રીને પૂછ્યું.

"બા! તારૂં શરીર વધારે નબળું પડતું જાય છે એટલે હવે ઘરની દવા છોડીને ડાક્તરની દવા કરીએ તો ઠીક, એમ ધારીને મેં ભાઇને ડાક્તરને તેડવા મોકલ્યો છે." સરસ્વતીએ જવાબ આપ્યો.

સુલોચનાએ મ્હોં કટાણું કર્યું. તે બોલીઃ "મને હવે સુખે મરવા દેને; ડાક્તરની દવા પાછળ વળી પૈસા ખર્ચીને શું કામ છે?"

"બા! તું એમ નિરાશ શાને થાય છે? હું, ભાઈ અને ભાભી મળીને તને મરી જવા દેનાર નથી—ગમે તેમ કરીને આ વખતે તો તને અમે સાજી કરીશું; ભલે, એક વાર તો સૌને મરવું છે!"

"છાની બેસ! ભાઈ અને ભાભી મને સાજાં કરશે!! અરે, તું તારે સાસરેથી ન આવી હોત તો એ દીકરા અને વહુએ મળીને તો મને ક્યારનીએ જમને દ્વાર પહોંચતી કરી હોત!"

"બા! તારો સ્વભાવ ખરેખર બગડી ગયો છે. ભાઇને તો તારે માટે કેટલી બધી લાગણી છે! મેં કહ્યા પહેલાં તો ભાઇએ જ ડાક્તરને બોલાવવાનું મને સૂચવ્યું હતું. આજ સ્હવારે ભાભી બિચારી રડતી'તી અને કહેતી'તી કે માજીની તબીયત કેમે કરતાં સુધરતી નથી."

"તું જૂઠું કહે છે, સરા! ભાઇને ડાક્તરને તેડવા મોકલ્યો છે તે મધરાત પહેલાં ઘરમાં પાછો આવવાનો નથી. હું કાંઈ તેનાં લક્ષણ નથી જાણતી?"

"બા, હું સાચું કહું છું હોં! હા, ભાઈ પહેલાં ખરાબ હતો, જુગારમાં પૈસા ઉડાવતો અને ઘરમાં ઘડી વાર ટકતો નહિ, પરન્તુ તારી તબીયત નરમ થયા પછી તો તે તદ્દન સુધરી ગયો છે. લે, હું તને ખરી વાત કહું? ગઈ કાલથી તેણે નોકરી શોધી કાઢી છે—"

"એમ? કાલે રાત્રે તે મોડો આવ્યો'તો."

"હા; તે કુંદનલાલ માસ્તરને ત્યાં ગયો'તો. કુંદનલાલ ભલામણ કરે તો પચીસ રૂપીયા તેને મહીને દહાડે મળશે."

એટલામાં ડાક્તર આવ્યો. ડાક્તરે સુલોચનાનું શરીર તપાસ્યું અને દવા લખી આપી. દવા લેવા માટે કોઇને મોકલવાનું કહીને તે ઓરડાની બહાર નીકળ્યો. સરસ્વતી તેની પાછળ પાછળ ઓસરીમાં આવી અને તેણે ડાક્તરને પૂછ્યું: "કેમ, ડાક્તર સાહેબ! તમને કેમ જણાય છે?"

ડાક્તરે ગંભીર વદને કહ્યું: "નબળાઈ બહુ વધી ગઈ છે. દવા લે અને ઉપચાર સારી રીતે કરવામાં આવે તો કદાચ બચે."

સરસ્વતીનું મ્હોં લેવાઈ ગયું. તેણે આંખમાં આંસુ લાવતાં મૂગાં મૂગાં પોતાના પોલકાના ગજવામાંથી ત્રણ રૂપિયા કાઢીને ડાક્તરને આપ્યા. ડાક્તર ગયો અને સરસ્વતી પાછી સુલોચનાની પાસે આવી. તે બોલી: "બા! ડાક્તર કહે છે કે માત્ર દવાની જરૂર છે અને કોઈ જાતની ચિંતાનો ભાર મન પર રહેવા ન દેવો."

"હા બાપુ, હું પણ તે સમજું છું. ચિંતામાં મારૂં શરીર ગળી ગયું છે. ડાક્તર ભલે કહે પણ મને હવે મારા શરીરનો ભરોસો નથી. તું જરા મારી પાસે બેસ, મારે તને એક વાત કહેવી છે."

સરસ્વતી માતાની પાસે બેઠી. પુનઃ તેની આંખોમાં આંસુ આવ્યાં, પણ તે માતાને જોવા દીધા વિના જ તેણે લૂછી નાંખ્યાં. સુલોચના બોલી: "જો બાપુ! તારા બાપે મૂકેલું બધું ધન તારા ભાઇએ ઉડાવી દીધું છે. તેની જુગારની લત અને તેની વહુની સારાં સારાં કપડાં પહેરીને ફરવાની કુટેવને લીધે હું આજે નિર્ધન બની ગઇ છું અને તેના હાય સોસારામાં જ હું મરવા પડી છું. તને ગરીબ

ઘેર પરણાવી અને મારા ઘરની આબરૂ પ્રમાણે તને દાગીના–કપડાં આપવાની મારી ઇચ્છા પણ પાર પડી નથી. આ છોકરો જેમ જેમ પૈસો ઉડાડવા લાગ્યો, તેમ તેમ મારો લોભ વધ્યો અને એ લોભને લીધે હું તને કશું આપી શકી નથી. હું તને કશું આપી શકી નહિ, તોપણ જે જવાનું હતું તે તો ગયું જ. જો, પાછી તું રડે છે શાને ?"

"બા ! તું આ વખતે એ બધું શાને સંભારે છે ? હું ગરીબ ઘેર ગઇ અને તું મને કશું આપી શકી નહિ તેનું મારા મનમાં કશુંએ નથી. હવે તો હું સુખી છું. અમારી પાસે ધન નથી, પરન્તુ અમે ખાવા જોગું પેદા કરીએ છીએ અને વરસ દિવસથી બે પૈસા બચાવી પણ શકીએ છીએ. મારા તરફની તારે કશીએ ચિન્તા ન રાખવી."

"જીવતી રહે બેટા ! પણ જો, હું કહું તે સાંભળી લે. પેલું ઓસીકું લાવ."

સુલોચનાના પડખામાં પડેલું એક નાનું ઓસીકું સરસ્વતીએ સુલોચનાના હાથ પાસે લાવી મૂક્યું. સુલોચના બોલી: "તેનું અસ્તર ખોલી નાંખ." સરસ્વતીએ તેમ કર્યું. સુલોચનાએ ઓસીકાના રૂના ગાભામાં વીંટેલી પાંચસો રૂપિયાની નોટો અને એક ચંદ્રહાર કાઢ્યાં અને તેણે સરસ્વતીને આપતાં કહ્યું: "લે બેટા ! આ તું તારે ઘેર પહોંચતું કર. એ હું તને આપી દઉં છું. જો તે ભાઇના હાથમાં જશે તો કાલે સવારે તે પણ ફના થઇ જશે !"

"બા !" સરસ્વતી ગંભીર બનીને બોલી: "મેં તને

કહ્યું છે કે હવે ભાઈ સુધરી ગયો છે. ભાભીને પણ સાન વળી છે. તેમણે ભૂલો કરી તેનો હવે તેમને પસ્તાવો થાય છે, પછી આ બધું તું મને શાને આપે છે? એ તેમનુંજ છે અને તું તેમને આપી દે. એ ફના થઈ જશે એવી ચિંતા હવે તારે રાખવી જ નહિ."

"એ સુધર્યા હશે તો ભવિષ્યમાં સુખી થશે, પણ આટલું તો હું તને આપી દઉં છું. એ મારા હાથમાંનું છેલ્લું ધન છે."

"હું તે લેવાની નથી. ભાઇ હમણાં આવે, એટલે ભાઇ–ભાભીને બોલાવી તેમને આશીર્વાદ આપી તે આપી દે. તેમને પણ સમજાશે કે ખોટાં આચરણો છોડી દેવાથી માતાનો પ્રેમ બમણો વધે છે."

સુલોચના ચૂપ રહી. થોડી ક્ષણો વીતી ગઈ. સુલોચના તંદ્રામાં પડી.

(૨)

"બા! દવા આવી ગઇ છે, જરા પી લઇશ?"

"કોણ લાવ્યું? ભાઇ લાવ્યો કે?" સુલોચનાએ પૂછ્યું.

સરસ્વતી જવાબ આપતાં ગુંચવાઇ. દવા સરસ્વતીનો પતિ આપી ગયો હતો. મુકુંદ ક્યાં રખડવા ગયો હતો તે કોઇ જાણતું નહોતું. સરસ્વતી માતાને સંતુષ્ટ કરવાને જૂઠું બોલી: "ભાઈ તો દવા આપીને હમણાં જ ગયો. તું તે વખતે ઉંઘી ગઇ હતી. ભાભીએ તારે માટે રાબ બનાવી રાખી છે તે પણ ઠરી જવા આવી. તું દવા લે એટલે હું તને રાબ પાઉં!"

" ભાભીને અહીં બોલાવ તો જરા."

સરસ્વતી બહાર ગઇ. લલિતા તો કપડાં પહેરીને કોઇ બ્હેનપણીને મળવા ગઇ'તી ! સરસ્વતીએ પાછાં ફરી કહ્યું: " અરેરે ! એ પણ બિચારી તારૂં લેવાઇ ગએલું મ્હોં જોઇને રસોડામાં બેઠી બેઠી રડે છે ! તે રાબ આપવા આવી ત્યારે જ તને જોઇને તેની આંખમાં આંસુ આવી ગયાં'તાં. હમણાં મ્હોં ધોઇને આવે છે. " સરસ્વતી એ પણ જૂઠું બોલી. સુલોચના તંદ્રમાં પડી, ત્યારે સરસ્વતીએ પોતે જ રાબ બનાવી નાંખી હતી.

" અરેરે ! હું ઘરડીને માટે એ શાને રડે છે! લલિતા ! લલિતા ! અહીં આવ, રડ નહિ ! સાસુ તો હવે સાંભરશે બાપુ ! સારી રીતે ઘર સંભાળશો તો સુખી થશો. વાંક તો તમે બહુએ કર્યાં છે પણ તમે ભાનમાં આવ્યાં અને સાસુની મરતી વેળાએ આટલી લાગણી થઇ આવે છે, એટલો એ મારા મનને સંતોષ ! લલિતા ! ઓ લલિતા ! "

સરસ્વતી બોલી: " રસોડામાં એ તારા શબ્દો ક્યાંથી સાંભળી શકતી હશે ? તું દવા લે અને જરા રાબ પી એટલે હું તેને બોલાવું છું; પછી તારે તેને જે શિખામણ દેવી હોય તે દેજે. "

" મારે તેને શી શિખામણ દેવી છે ? એ કાંઇ નાની છે ? આ તો તેનાં લક્ષણ જરા સુધર્યાં તેનો સંતોષ—" સુલોચનાની આંખમાં જળ ભરાઇ આવ્યું. સરસ્વતીએ દવાની ચમચી તેના મ્હોંમાં રેડી અને થોડી વારે તેણે રાબના બે ઘુંટડા પીધા.

એટલામાં મુકુંદ આવ્યો અને ઘાંટો પાડીને બોલ્યો: “ સશી ! સશી ! એ ક્યાં ગઇ છે ? ”

સરસ્વતી એકદમ બહાર આવી અને ધીમેથી બોલી: “ લલિતા તો કપડાં પહેરીને હમણાં ક્યાંય બહાર ગઇ. પણ ભાઇ ! બાની પાસે આવીને જરા તેને તબીયતના ખબર તો પૂછ ! બા ક્યારનાંએ તારે માટે ઝંખે છે. ”

“ મને અત્યારે નવરાશ નથી–રાતે નિરાંતે આવીને બેસીશ. ” મુકુંદે બેપરવાઇભરેલો જવાબ આપ્યો.

“ અરે ભાઇ ! મરતી માને માટે પણ તને લાગણી નથી ? એવી તે તારે શી હુંડીઓ સીકારવાની છે કે નવરાશ નથી ? લલિતાને જરાએ લાગણી નથી: તો તે તો પારકી જણી છે, પણ તું તો સગો દીકરો—”

મુકુંદ જરા શરમાયો અને સુલોચનાના ખાટલા સામે આવી ઊભો. સુલોચનાને મન પોતાની સામે પોતાનો સુધરી ગયેલો આજ્ઞાંકિત પુત્ર ઊભો છે એમ ભાસ્યું ! તેની આંખની કીકીઓ આનંદથી હસી. તે બોલી: “ બેટા ! હું તો હવે મરવા પડી છું, પણ તું સુધરી ગયો એ જોઇને મને બહુ સંતોષ થયો. બાપુ ! પછી તને નોકરી મળી ? ”

સરસ્વતીએ વચ્ચેથી જવાબ આપ્યો: ‘ કુંદનલાલે ભલામણ કરી એટલે તેને નોકરી મળી. હવે તો ભાઈને નોકરી કરવામાં બહુ જ ઉમંગ આવે છે. ”

“ આવે જ ને ? આટલાં વરસ બેઠાં બેઠાં ગાળ્યાં અને હવે ધંધો હાથ આવ્યો, ઘરની આબરૂ શેમાં રહી છે તેનું ભાન થયું, થઈ ગએલી ભૂલોનો પસ્તાવો થવા લાગ્યો, એટલે પછી ઉમંગ કેમ ન આવે ? હશે બેટા ! સુખી થા ! ”

એટલામાં લલિતા બહારથી આવી અને કોઈ વાર નહિ ને આજે પતિને ડોસીના ખાટલા પાસે ઊભેલા જોઇ તેને નવાઇ લાગી. તે પણ ત્યાં આવીને બાજુએ ઊભી. સુલોચના બોલીઃ " વહુ બેટા ! હું તો હવે ઘરડી થઇ અને મરૂં તેમાં તું શાને દુઃખ લાવીને રડે છે ? તમે બન્ને હવે સુધરીને ઠેકાણે આવ્યાં છો એટલે હવે મને કશી અભિલાષા રહી નથી. હવે હું સંતોષથી મરીશ. જુઓ બેટા ! ઘરની આબરૂ જાળવીને ચાલજો. મારે કાંઇ બે–પાંચ દીકરા નથી; એક દીકરો ને એક વહુ : તમારાથી વધુ બીજું મારે શું છે ? લ્યો, આ મારી પાસે કાંઇ છે તે હું તમને સોંપું છું." એમ કહીને સુલોચનાએ નોટો તથા ચંદ્રહાર મુકુંદની સામે ધર્યાં.

મુકુંદ અને લલિતા તો સુલોચનાના શબ્દો સાંભળીને ચકિત બની ગયાં હતાં. આ ડોસીને મરતી વેળાએ સન્નિપાત થઇ આવ્યો છે કે શું એવું જ તેમને લાગ્યું ! પણ ડોસીએ નોટો ને ચંદ્રહાર ધર્યા કે તુરત મુકુંદે તે લીધાં. તે મ્હોંમાંથી એક શબ્દ પણ બોલ્યો નહિ. બે મિનિટ ઊભાં રહીને બેઉ જણાં હર્ષિત થતાં ચાલ્યાં ગયાં.

સરસ્વતી બોલીઃ " બા ! શી ભાઇ તથા ભાભીની લાયકી ? બેઉ જણાં તારી શિખામણ મૂગે મ્હોંએ સાંભળી રહ્યાં અને જતાં જતાં તેમની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. તારૂં દુઃખ જોઇને બિચારાં તારી પાસે બેસી પણ શકતાં નથી. હવે બહાર જઇને બેઠાં બેઠાં રડશે. તું તેમને રડતાં જુએ, તો તને દુઃખ લાગે તેથી તેઓ તારી દૃષ્ટિની

બહાર રહીને પોતાનું ભરાઇ આવેલું હૃદય રડીને ખાલી કરે છે !"

સુલોચના ધીમેથી બરબડી: "અહો પ્રભુ ! પુત્ર અને વહુના આવા સદ્દગુણનું સુખ તેં મને આખી જીંદગી સુધી દેખાડયું નહિ, પરન્તુ અણીને વખતે તો તેં મારા પર કૃપા કરી ખરી ! છેવટે તેમના ગુણો દેખાઇ આવ્યા. સરસ્વતી ! આજે મને બહુ આનંદ થાય છે, હોં !"

સરસ્વતીની આંખમાં આનંદનાં આંસુ આવ્યાં.

(૩)

પાસેના ઓરડામાં મુકુંદ અને તેની સ્ત્રી કાંઇ ધીમી વાત કરી રહ્યાં હતાં. સરસ્વતીને કાને વાતચીતનો ગણગણાટ આવતો હતો, પણ તેના સમજવામાં વાતચીત આવતી નહોતી. સુલોચનાની આંખ જરા મળી એટલે તે બહાર નીકળી અને પાસેના ઓરડામાં ગઇ.

લલિતા એકદમ બોલી: "સશી બા ! એ તો બધું ઠીક, પણ બાએ તમને શું આપ્યું ? તમારા ભાઇને પૂછ્યા સિવાય બા તમને કાંઇ આપે તે સારૂં નહિ."

આ પ્રશ્ન સાંભળીને સરસ્વતી ચકિત થઇ ગઈ. તે બોલી: "ભાભી ! બાએ મને કશું જ આપ્યું નથી; અત્યારે જે તમને બાએ આપ્યું તે પહેલાં મને જ આપતાં 'તાં પણ મેં લેવા ના કહી—"

મુકુંદ કરડાકીથી બોલ્યો: "કારણકે તારે ઘેર સોનાના લોટા ભર્યા છે."

"ભાઇ! હું ગરીબ છું. મજુરી કરી પેટ ભરૂં છું, પરન્તુ મરતી વખતે બાને સંતોષ આપવા માટે મેં માત્ર વાતથી જ બાને તમારે માટે પરમ સંતોષ પમાડ્યો છે, અને એ સંતોષ વધે તેટલા માટે તેની પાસે જે કાંઈ હતું તે મેં તમને અપાવ્યું છે"

મુકુંદ હસીને બોલ્યો: "હું મૂર્ખો હોઉં એવી વાત તું મને સમજાવવા માંગે છે, સરી!"

"એવી ચોરી નહિ ચાલે!" એમ કહેતાં જ લલિતાએ સરસ્વતીના પોલકાના ગજવાપર હાથ નાંખ્યો, અને તેમાં સોએક રૂપિયાની નોટો તથા બે–ચાર રૂપિયા રોકડા હતા તે કાઢી લીધા! મુકુંદે તેની કોટમાંનો સોનાનો છેડો ઝૂટવી લીધો. સરસ્વતીએ જરા પણ વિરોધ દર્શાવ્યો નહિ. તે બોલી: "ભાઇ અને ભાભી મને ભલે લૂંટી લ્યો, મને તેની કશી પરવા નથી! મને માત્ર મારી જનેતાની સદ્ગતિની પરવા છે. આખી જીંદગીભર મારી જનેતા તમો બન્નેથી બળીજળીને અકાળે વૃદ્ધ થઇ ગઇ છે અને મરવા પડી છે. તેને મરતી વખતે સંતોષવા મેં તેની આસપાસ 'માયાવી સ્વર્ગ' રચ્યું છે; મારી પાસે છે એ પણ તમે ભલે લઇ જાઓ, પરન્તુ કૃપા કરીને માતાના માનસિક સ્વર્ગનો ભંગ કરશો નહિ! એ સ્વર્ગમાં જ તેને મરવા દેજો એટલે હું કૃતકૃત્ય થઈશ અને તમારો આભાર માનીશ." એટલું બોલી સરસ્વતી ત્યાંથી જતી રહી.

માતાની શુશ્રૂષા તથા ચાકરીને માટે ભાઇ–ભાભી કશું ખર્ચશે નહિ—અરે ખર્ચવા માટે તેમની પાસે દમડી પણ હશે નહિ, એમ માનીને સરસ્વતી પોતાને સાસરેથી જ થોડા

રૂપિયા લેતી આવી હતી. ડોકમાંનો છેડો તેનો પોતાનો જ હતો. એ બધું તે અત્યારે ખોઈ બેઠી હતી. તે ગરીબ હતી, તેના પતિના પરસેવાની તે કમાઇ હતી, પરન્તુ તેથી તેને દુઃખ થયું નહિ, માત્ર ભાઇ–ભાભીની નિષ્ઠુરતા, ધૃષ્ટતા, નીચતાથી તેને સહજ માઠું લાગ્યું; પરન્તુ પુનઃ માતાની પાસે આવતાં જ્યારે તેણે તેના નિદ્રિત થએલા વદન પર સંતોષની સ્મિતલહરિ જોઇ ત્યારે તે પોતાના એ દુઃખને પણ વિસરી ગઇ.

એક ઘડી વ્યતીત થઇ ગઈ. સુલોચનાની આંખ ઉઘડી. તે બોલવા યત્ન કરી રહી હોય એમ જણાયું પણ બોલી શકી નહિ. તેનો શ્વાસ વધ્યો હતો. મૃત્યુ નજીક આવ્યું છે એમ સમજીને સરસ્વતીએ મુકુંદને બોલાવ્યો. મુકુંદ બારણામાં આવીને ઊભો કે તુરત સરસ્વતીએ કહ્યુંઃ " બા ! ભાઇ કહે છે કે તારા પુણ્યનિમિત્તે પોતે શ્રીનાથજીમાં ગાયોને સો રૂપિયાનું ઘાસ નાંખશે. "

માતાના વદન ઉપર પરમ આનંદની છટા વિલસિત થઈ અને ક્ષણાર્ધમાં કુલીન પુત્રીએ રચેલા એ માયાવી સ્વર્ગમાં જ તેનો વાસનારહિત અમર આત્મા પ્રયાણ કરી ગયો.

માતાએ આપેલું બધું મુકુંદે ૮ દિવસમાં ઉડાવી નાંખ્યું. સરસ્વતીએ માતાને જણાવ્યા પ્રમાણે ૧૦૦ રૂ. નું ઘાસ શ્રીનાથજી ખાતે જઇને પોતાને હાથે નંખાવ્યું.

---

# રાષ્ટ્રીય તથા બાલોપયોગી સાહિ

## ક્યાંથી ખરીદશો ?